વગેરે....એમ અપમાન, અવગણના, બીજાને મળતાં સન્માન, બીજાની શેઠાઇ-કમાઈ-સગવડ-સાહ્યબી....ઇત્યાદિ ઇત્યાદિ, કેટલુંય પાર વિનાનું છે કે જે અનિષ્ટ લાગે છે, અણગમતું લાગે છે. તો એના વિયોગ કે અસંયોગનાં વર્તમાન-ભૂત-ભવિષ્યકાળનાં આર્તધ્યાન કેટલાં? ત્યારે એ પ્રમાણે કેવાં ય પાર વિનાના અશુભ કર્મોના ઢગલા આત્મઘરે ઠલવાયે જતાં હશે? **આનાં પરિણામ કેવાં? આ બધું ખૂબ વિચારશો તો સંસારી જીવન પર ઘૃણા થશે.**

**આમ કેમ બને છે? જડને બહુ મહત્ત્વ આપવાથી, મન ઝટ જઇને આર્તધ્યાનમાં પડે છે.**

પ્રસંગ મામુલી હોય, પણ જીવ એક યા બીજા જડ પદાર્થને મહત્ત્વ આપવા ગયો કે પડયો આર્તધ્યાનમાં.

**ચંડકોશિકના જીવ સાધુને** નાના સાધુએ ખ્યાલ કરાવ્યો કે 'મહારાજ! તમારા પગ નીચે દેડકી ચગદાઇ,' ત્યાં એમણે જાતની વડાઇને મહત્ત્વ આપ્યું એટલે મનને થઈ આવ્યું કે 'આ કેવો નાદાન છે કે મને હલકો પાડે છે? આ હલકાઈ ટળે તો સારું.' બસ તરત આર્તધ્યાનમાં પડયા. ત્યાં બીજી ને ત્રીજીવાર નાના મુનિએ ખ્યાલ કરાવતાં જ એ ઊછળી પડયા કે 'શું ગામની બધી દેડકી મેં મારી?' અર્થાત્ 'બીજી ત્રીજી દેડકીઓ જેના તેના પગ નીચે આવી હશે. એમ આ પણ કોઇના પગ નીચે આવી હશે' વાત કેવી ઉડાવી? પછી પણ ચિત્તમાં બેહું છે કે 'આ નાદાન સાધુ કયાં મળ્યો? મને હલકો પાડે છે. એનો લવારો મટે તો સારું!' જાતવડાઈ પરના આ આર્તધ્યાનને લીધે

મકાને ગયા પછી બીજી ને ત્રીજીવાર નાના મુનિએ ખ્યાલ આપવા પર એ સળગી ઊઠયા અને રાત્રે અંધારામાં નાના મુનિને ડંડુકી ફટકારવા દોડયા! કેમ? અંતરમાં આર્તધ્યાન હતું કે 'આનો લવારો કેમ ટળે?' પ્રાયશ્ચિત્ત, ક્ષમા, વગેરે આત્મિક વસ્તુને બદલે જડવડાઇને મહત્ત્વ આપ્યું, તેથી આર્તધ્યાન લાગ્યું.

## સુદર્શન શેઠનું આત્મગુણને મહત્ત્વ :–

એથી ઉલટું, જ્યારે સુદર્શન શેઠની ઉપર અભયા રાણીએ ખોટો આક્ષેપ ચડાવ્યો કે, 'આ આક્રમણ કરવા આવ્યો હતો.' અને રાજા પૂછે છે શેઠને કે 'તમે તો સારા નામાંકિત વેપારી છો, બોલો આ રાણી કહે છે તે સંબંધમાં સાચું શું છે?' ત્યારે ત્યાં શેઠને આર્તધ્યાન નથી-કે, 'આ તહોમત કેમ ટળે?' જાતવડાઇને મહત્ત્વ નથી આપતા; એટલે એ ખુલાસો કરતા નથી, મૌન છે. એ તો અહિંસાદિ આત્મગુણને મહત્ત્વ આપે છે. એમના મનમાં હવે એમ છે કે, 'મારું શીલ તો સચવાઈ ગયું; પરંતુ હવે અહિંસાનો અવસર છે. અહીં જો સાચી હકીકતમા રાણીનો પ્રપંચ કહી દઉં તો ન્યાયી રાજા એને ભયંકર સજા કરે ત્યારે મારે એવું રાણીના દુઃખમાં નિમિત્ત શા માટે થવું? હવે અહિંસાનો મર્મ બરાબર સાચવી લઉં.' અહિંસાનો મર્મ આ, કે જાતે તો બીજાની હિંસા ન કરવી, કિન્તુ બીજાની હિંસા થાય એવુ જાતે નિમિત્ત પણ નહિ આપવું.

સુદર્શન શેઠની કેટલી ઊંચી વિચારધારા છે! શીલ સાચવ્યા ઉપર અહિંસાવ્રતને પણ અજવાળવું છે. આ શી

રીતે બન્યું ? કહો, 'અનિષ્ટ આક્ષેપ કેમ ટળે' એવું આર્તધ્યાન નહોતું. એનું કારણ,

**એમણે દુનિયાની જડવડાઇને મહત્ત્વ નહિ આપ્યું, પણ અહિંસાને–આત્મગુણને મહત્ત્વ આપ્યું.**

**જડને મહત્ત્વ દેવામાં આર્તધ્યાન કેમ ? :–**

જડને મહત્ત્વ આપવામાં ડગલે ને પગલે આર્તધ્યાન વહોરવું પડે છે એનું કારણ કે પુણ્યાઈ એટલી બધી કાંઈ ઉત્કૃષ્ટ મળી નથી કે જેથી બધું અનુકુળ અને ઉત્કૃષ્ટ જ બની આવે, એટલે પુણ્યાઇની કચાશે કેટલુંય અણગમતું બની આવે છે. હવે અનુકુળ જડને મહત્ત્વ આપ્યું છે, એનો આગ્રહ રાખ્યો છે, એટલે સહજ છે કે 'પેલી અણગમતી વસ્તુ કેમ ટળે, કેમ ટળે' એવી એના પર ચોંટ રહેવાની.

**આત્માને મહત્ત્વ દેવામાં :–**

ત્યારે જો મહત્ત્વ આત્મિક વસ્તુને અપાય તેમ મનને જો આત્મિક નુકસાન બહુ ગભરાવતું હોય, અને આત્મિક લાભ બહુ લલચાવતું હોય, તો મન જડ ઈષ્ટ–અનિષ્ટ આવ્યા–ગયાની બહુ કિંમત નહિ આંકે.

કહે છે ને કે નરસિંહ મહેતા ક્યાંક ભજન કરતા હતા અને કોઇકે આવીને એમને કહ્યું, 'મહેતા ! તમારી પત્ની મરી ગઇ' ત્યારે મહેતો નારાજ થવાને બદલે કહે છે, 'સુખે ભજશું શ્રીગોપાલ.' કેમ એમ ? શું પત્ની અનુકુળ નહોતી ? ના, ખાસી અનુકુળ સેવાકારી હતી પરંતુ મહેતાને મન મહત્ત્વ કૃષ્ણભજનનું હતું, પત્નીનું નહિ.

**મંત્રી તેતલીપુત્ર અને પોટ્ટિલા :–**

'જ્ઞાતાધ્યાન' આગમમા મંત્રી તેતલીપુત્ર અને એની

ખાસ ચાહીને પરણેલી પત્ની પોટ્ટિલાનો પ્રસંગ આવે છે. અન્યોન્યને બહુ પ્રેમ છે. પરંતુ એકવાર પોટ્ટિલાને એમ લાગી ગયું કે 'હવે પતિ મને બરાબર બોલાવતા નથી. મારા પરથી એમનો પ્રેમ ઊઠી ગયો છે.' એટલે એ પડી આર્તધ્યાનમાં કે 'એ કેમ મને પહેલાની જેમ બોલાવે-ચલાવે! ને મારા પર પૂર્વવત પ્રેમ ઊભરાવે!' એણે બાહ્ય ટાયલા-પ્રેમને મહત્ત્વ આપ્યું તેથી એ હવે પતિ તરફથી ન મળવાનું દેખાતાં પડી એ આર્તધ્યાનમાં.

આ આર્તધ્યાન પર પતિને વશ કરવાના ઉપાયો શોધે છે; પણ વળતું કાંઈ નથી, ને મનને આર્તધ્યાન સતાવ્યા કરે છે. એમાં એકવાર સાધ્વીજી મળ્યા. એમને પોતાની કરુણ કથની કહે છે ને ઉપાય માગે છે. ત્યારે સાધ્વીજી એને કહે છે,

**દુઃખી પોટ્ટિલાને સાધ્વીનો ઉપદેશ :-**

'ભલી રે બાઈ! તું તારા દુઃખનું ખરું કારણ જ નથી સમજતી, તેથી દુઃખી થાય છે, અને ખોટા ફાંફા મારે છે. તું પતિ નથી બોલાવતા એટલે દુ.ખી નથી, કિન્તુ **તું જડ વિષયોને મહત્ત્વ આપે છે, તેમ તારા દિલમાં કામવાસના સળગી રહી છે માટે દુઃખી છે.** જો તને કામવાસના ન હોત અને જડ વિષયોને મહત્ત્વ જ ન આપતી હોત; તો પછી પતિ તરફથી મોહના લાડની અપેક્ષા જ ન રાખત. પછી એ બોલાવે ન બોલાવે એ શું કામ જોવત? જીવન જીવવાની બધી અનુકુળતા તો તને એમના તરફથી મળી જ રહે છે. પછી માત્ર આટલા ખાતર દુઃખી થાય છે? ધ્યાન રાખજે કે જીવ જડનાં મૂલ્યાંકન અને કામવાસનાથી અનંતા ભવ ભટક્યો છે, અને જો અહીં પણ એને પોષ્યા

કરીશ તો એ જડમહત્ત્વ અને વાસનાનો ચૂરો કરવાના આ સોનેરી માનવભવને બરબાદ કરી ફેર ભવમાં ભટકવાનું લાંબું ચાલશે. માટે ડાહી થઇ વાસનાને મૂકી દે. વિષયોને સેવવાથી કે એને યાદ કર્યા કરવાથી તો એની વાસના પુષ્ટ થશે, અને એ જ પોષાઇ પુષ્ટ બનેલી આગામી દીર્ઘ કાળ ત્રાસ, સંતાપ અને વિટંબણા આપશે માટે જડવિષયોને મહત્ત્વ જ ન આપ. જેથી એની વાસના ફૂદે નહિ.'

**પોટ્ટિલા સમજી :–**

સાધ્વીજીની આ વાત પોટ્ટિલાના ગળે ઊતરી ગઈ. એને લાગી ગયું કે 'હું ખરેખર દુઃખી પતિના નહિ બોલાવવાના લીધે નથી, પણ હું વિષયોને અને બાહ્ય ટાયલા પ્રેમને મહત્ત્વ આપી રહી છું, તથા એની વાસનાથી જકડાઇ છું, તેથી દુઃખ એ વિષયવાસનાના હિસાબે જ છે; અને તે પણ ભવિષ્યમાં ય દુઃખને જ નોંતરું છુ. તો મૂક એને.'

સાધ્વીજીનો ઉપકાર માની પૂછે છે, 'ભગવતી ! આપનું કહેવું યથાર્થ છે. આપે મારી આતરચક્ષુ ખોલી નાખી મને સાચું દર્શન કરાવ્યું, આત્મા કયાં ભૂલે છે એનું સચોટ ભાન કરાવ્યું. તો હવે મારે શું કરવું ? હવે હુ આ ખોટા પ્રેમની ભૂખ મૂકી દઉં છું. હવે કર્તવ્ય બતાવો.'

સાધ્વીજીએ એને સમ્યકત્વ અને શ્રાવકના બારવ્રત સમજાવ્યાં એવાં સમજાવ્યાં કે પોટ્ટિલાને લાગ્યું કે મનમાં અનિષ્ટને ટાળવાની અને ઇષ્ટ વિષય મેળવવાની ગડમથલ કર્યા કરતા આ સમ્યકત્વ અને વ્રતોની ભાવના જ કાં ન કર્યા કરું ?' વાત પણ સાચી છે કે,

**વ્યર્થ વિષયચિંતા કરી મન આર્તધ્યાનથી બગાડવા કરતાં સમ્યક્ત્વ વ્રતોની ઉત્તમતા વિચારી વિચારી મનને એથી ભાવિત કરવું એમાં જ બુદ્ધિમત્તા છે.**

પોટ્ટિલાએ સમ્યક્ત્વ સહિત વ્રતો સ્વીકાર્યાં, અને એને એવી સુંદર ભાવના સાથે પાળવા માંડ્યા કે પેલું દુઃખ તો ભૂલી, પણ હવે પતિનો વિશેષ આદર પામી. ત્યાગી, તપસ્વી, સંયમી જીવ કોને વહાલો ન લાગે?

**માનવજીવન વિષયોને મહત્ત્વ આપવાને બદલે પરમાત્માના માર્ગને મહત્ત્વ આપવા માટે છે; વિષયભાવનાને છોડી માર્ગ-ભાવના કરવા અર્થે છે.**

આ સત્ય સમજી જવાથી પોટ્ટિલાના ચિત્તને અનિષ્ટ ટાળવાનુ આર્તધ્યાન મટી મહાશાંતિ થઈ ગઈ, અને સત્કર્તવ્યમાં લાગી ગઇ

સુદર્શન શેઠે પણ આક્ષેપને મહત્ત્વ ન આપતાં અહિંસાને મહત્ત્વ આપ્યું. આર્તધ્યાન ક્યાં રહે? આક્ષેપ આવ્યો ત્યાં પણ એ સંગીન વિચાર હતો,–'આક્ષેપ આવ્યો તો ભલે આવ્યો. એવાં ય કર્મ હશે ત્યારે આવ્યો ને? ફિકર નહિ. સહર્ષ વેઠી લેવાનાં. પરંતુ અહિંસાનો મર્મ નહિ ચૂકવાનો;'– આ હિસાબ હતો. કર્મના ઉદયને અકાટ્ય સમજી રખાય, પછી એનાથી ઊભા થતાં અનિષ્ટ માટે હાયવરાળ શા સારુ થાય? 'એ કેમ ટળે, કેમ ટળે?' એવો વલોપાત અને આર્તધ્યાન શું કામ થાય? ત્યારે જો એ વલોપાત નહિ, તો પછી અહિંસાનો મર્મ કમાવાની તક શા માટે જતી કરાય?

આ સમજી લેવા જેવું છે કે,

**આપણે સુકૃતના કેટલાય સોનેરી અવસર કોઇ ને કોઇ આર્તધ્યાનના લીધે ગુમાવીએ છીએ :-**

તેથી જો આર્તધ્યાનને નિવારવા–અટકાવવાનું કરીએ, તો

(૧) સુકૃતના અવસરને બજાવી લેવાય.

(૨) કર્મના અટલ ઉદય પર જાગતી નજર રાખવાથી અનિષ્ટ પર એકાંત દ્વેષ થતો અટકે.

(૩) દ્વેષ થાય તો કર્મ પર થાય; એટલે

(૪) એને કાઢવાની શુભ બુદ્ધિ જાગે, અને

(૫) અનિષ્ટ ટાળવાનું આર્તધ્યાન ન થાય.

---

## પ્રકરણ ૧૨. આર્તધ્યાન ટાળવાના ૩ મહાન ઉપાય: સારું તત્ત્વ

આમ અનિષ્ટ–અણગમતી વસ્તુ ટાળવા કે અટકાવવાનુ આર્તધ્યાન ન થવા દેવા માટે ૩ મહાન ઉપાય થયા કે,–

(૧) જડ વિષયોને મહત્ત્વ ન આપતા આત્મ–હિતકર પ્રભુભક્તિ–ક્ષમા–નિસ્પૃહા આદિને મહત્ત્વ આપવું.

(૨) કર્મના અકાટ્ય ઉદય પર શ્રદ્ધા રાખી, એ ટાળવાની નિષ્ફળ ગડમથલ ન કરતાં અવસર પ્રાપ્ત ઉચ્ચ સાધનાને વધાવી લેવી.

(૩) એ માટે બગડેલામાથી સારું તત્ત્વ શોધી કાઢવું.

સવાલ મનનો છે. જડની ગડમથલથી મનને ખોટું સંસ્કારિત કરવાની શી જરૂર ? ઉત્તમ સમ્યક્ત્વના ૬૭ વ્યવહાર અને બારવ્રતની વિગતો વારવાર વિચારી વિચારી મનને સારું ભાવિત કાં ન કરવું ? જીવનમાં એ કયા કયાં લાગુ થઇને કેવી કેવી ચિત્તની નક્કર શાતિ લાવે છે, એ કાં ન જોયા કરવું ? ને કાં ન વધાવવું ?

ત્યારે બીજા ઉપાયમાં, આર્તધ્યાન પડતું મૂકી શુભ ચિંતનનો સોનેરી અવસર ઝડપી લેવામાં શાંતિ કેટલી બધી? સારું તત્ત્વ શોધી લઈ એને જ મુખ્યતા આપવામાં કેટલી બધી ચિત્તસ્વસ્થતા!

**બગડેલામાંથી સારું તત્ત્વ શોધો :-**

આમાં જરા હોશિયારી રાખવાની છે. ઝીણી ઝીણી વાતના કેટલાંય આર્તધ્યાનના પ્રસંગ આવે છે ત્યા એ શોધી કાઢવાનું છે કે 'મનમાં આ ગોટા વાળ્યા કરતાં આમાં કોઇ સારું તત્ત્વ વિચારવાનું છે કે નહિ?' શોધીએ તો મળી આવે. દા. ત. સ્નેહી રીસાયા, હવે એને કેમ મનાવવા, કેમ મનાવવા એની ચિંતા-વિમાસણનું આર્તધ્યાન કરવા કરતાં, એ મનાયાથી એની સાથે મિલન વાતોચીતો વગેરેમાં જે સમય જાત એ પરમાત્માનું સ્મરણ-જાપ, સામાયિક કે શાસ્ત્રવાંચન-મનન યા સંતસમાગમમાં ખરચવો. આર્તધ્યાનના સમયને તત્ત્વ વિચાર કે નમસ્કારમંત્રના સ્મરણમાં લગાડી દેવો એથી પુણ્ય વધ્યે કે કાલક્ષેપ થયે સહેજે સામાની રીસ ઓછી થશે.

એમ છોકરે કે માણસે કાંઈ બગાડ્યું, તો હવે જો એ મહત્ત્વનું નથી તો એની હાયવોય કરતાં ચિત્તને કોઇ સારા કામમાં જોડી દેવું; અને જો એ મહત્ત્વનું છે, તો પણ આર્તધ્યાન કર્યા વિના છોકરાને કે માણસને એની બીજી સારી વાત વસ્તુની પ્રશંસાથી ઉત્સાહિત કરી પછી એને કહેવું કે 'જો આ જરીક ભૂલ કરવાની બિનસાવધાની તને આગળ પ્રગતિમા વિઘ્નરૂપ થશે. તારે મહાન બનવાનું છે, તો એ માટે સાવધાની બહુ જરૂરી છે.' એમ પ્રશંસા મહાન

બનવાની પ્રેરણા, અને હિતોપદેશ દઈ દેવા. આ સાયકોલોજી છે. આમ બગડેલામાં પણ સારા તત્ત્વના અવસર સચવાશે. જરા ધીરજથી વિચારવા જેવું છે. ધીરજથી જોતાં બગડેલામા પણ કોઈ ને કોઈ સારું તત્ત્વ મળી આવશે.

**કર્મના અકાટય ઉદય અને જડની તુચ્છતા :-**

એ સારું તત્ત્વ શોધી કાઢવા માટે મન ફોરું રાખો, પણ આપત્તિથી ભારે ન થવા દો. પૂર્વે બાંધી મૂકેલા કર્મોનું અકાટય બળ અને જડવસ્તુની તુચ્છતા-બિનકિંમતીપણું, આ બે નજર સામે બરાબર તરવર્યા કરે તો આપત્તિ યાને અનિષ્ટ બાબત પ્રસંગ કે પદાર્થ આવી પડતાં મન ભારે નહિ થાય. આપત્તિના વિયોગની ગડમથલમાં ચિત્ત ન પડે, આર્તધ્યાન ન થાય. સમજી મૂકયું છે કે 'કર્મના ઉદય ટાળી શકાવાના નથી, તેમ જડનું એવું મહત્ત્વ નથી. માટે ચાલે એમ ચાલવા દો, આપણું મન મહાન છે, બહુ કિંમતી છે તો એને ભારે કર્યા વિના એનાથી આમા આત્મોપયોગી કોઇ સારું તત્ત્વ શોધી લેવા દે.' એમ વિચારી એ તત્ત્વની ખોજમાં પડવાથી આર્તધ્યાન ઊઠતું અટકી જશે.

**આર્તધ્યાન રોકવાની આ મહાન ચાવી કે મન ફોરું રાખીને કર્મના અકાટય ઉદય અને જડની તુચ્છતા વિચારી સારું તત્ત્વ શોધી લઈ મનને એ સારામાં પરોવવાની જરૂર છે.**

મનને કાંઇ ને કાઈ વિચારવા જોઇએ જ છે. તેથી જો એને સારું વિચારવાનું ન આપ્યું તો એ નરસામાં પડવાનું. માટે સારું તત્ત્વ શોધી કાઢવાનો કસબ શીખી રાખવાનો.

આપત્તિ ગમે તે આવો ને, અનિષ્ટ ગમે તે બનો ને, આપણે તો એમાં જરા ઝીણી નજર બનાવવાની, એ જ જોવાનું કે આમાં સારું તત્ત્વ શું મળે એમ છે? ત્યારે એ પૂછો કે

**સારા તત્ત્વમાં શું શું આવે?:-**

સારા તત્ત્વમા તો ઘણી ઘણી વસ્તુઓ છે.

મૈત્રી ભાવના, કરુણા ભાવના, વૈરાગ્ય ભાવ, ક્ષમાદિ ગુણની તક, પરિગ્રહની બલા પર કાપ, કોઇ હિંસા આરંભ-સમારંભથી બચાવ,....વગેરેમાંનું કોઇ ને કોઈ સારું તત્ત્વ શોધી કઢાય, ગોઠવી શકાય. મનને એમાં પરોવાય. એટલે નરસા નકામા અને નિરાશાજનક વિચારથી મનને આ રાખી શકાય. નહિતર તો આર્તધ્યાન ડગલે ને પગલે ઊભું જ છે; કેમકે પુણ્ય કાચુ છે એટલે અણગમતું કેટલુંય બનતું જ રહે છે. વળી જીવ નિઃસત્ત્વ નિર્માલ્ય તે સહેજ પણ ઓછું પડેલું સહી શકતો નથી; ચલાવી લેવા ખુશી નથી, પછી આર્તધ્યાનને કયા બોલાવવા જવું પડે એવું છે?

ત્યારે વિચારવા જેવું છે કે વારે ને વારે આર્તધ્યાન ચાલ્યા કરે એમાં કર્મો કેવાં બધાયા કરવાનાં? અશુભના ઢગ! તિર્યંચગતિને યોગ્ય પાપકર્મના બંધ! ખબર છે ને કે કર્મને ત્યાં ઉધારો નથી? હૃદયના જેવા ભાવ, જેવા અધ્યવસાય, તે જ સમયે તેવાં કર્મનો બંધ. લેવા-ખાવાનું ઓછું, માલ વિનાનું, પણ આર્તધ્યાન વારે વારે ચાલવાથી અશુભ કર્મોની કમાઈ ભારે થતી જ રહે. જીવની આ કેવી દુર્દશા! માપ કાઢો દિવસભરમાં આ કેટકેટલુ ચાલે છે? માટે જ આ ટાળવા-અટકાવવા સારુ એ ઓછું પડેલામાં કે અનિષ્ટ લાગેલામાં સારુ તત્ત્વ જોવાનું, દા. ત. 'પૈસા ઓછા મળ્યા કે ખોવાયા એ સારું થયું, પાપ ઓછા થશે,' 'ફલાણો ભારે બોલી ગયો સારુ થયું, આપણને ક્ષમા નમ્રતા કેળવવાણી....વગેરે.

## પ્રકરણ ૧૩. આર્તધ્યાન,–વેદનાનુબંધી

હવે આર્તધ્યાનના બીજા પ્રકારનો વિચાર કરીએ, જીવન જીવતાં કોઈ રોગ, કોઈ વ્યાધિ, કોઇ નાનો–મોટો અકસ્માત વગેરે આવે છે ત્યારે એની પીડા વેદના મનને અકળાવી મૂકે છે. ત્યાં આ વેદનાનુબંધી આર્તધ્યાન આવીને ઊભું રહે છે. એટલે 'કયો વૈદ–ડોકટર પકડું, કઇ દવા ખાઉ, પથ્ય શું સાચવુ, દવાનો ટંક કયારે કયારે થાય છે? હજી દવાનો ફાયદો ન થયો? આવું કયાં સુધી ચાલશે....?' ઈત્યાદિ ઈત્યાદિ વલોપાત રહ્યા કરે છે.

**માનવસ્વભાવ : પોતાનામાં જ રસ :–**

**કેમ જાણે પોતાનો આત્મા એ કોઈ વસ્તુ જ નથી, તે એનો કોઇ વિચાર જ નહિ! વિચાર માત્ર ખોખાનો, ને એની જ વ્યાધિ–વેદના પીડા ટાળવાનો!** બીજાને વાત કરવાની હોય તો એની જ. બીજા પાસેથી સાંભળવાનું હોય તો એનું જ. એમાં ય પોતાની જ કાયાને અને પોતાની જ નીરોગિતાને એટલું બધુ મહત્ત્વ કે પેલો જો પોતાની જ કાયા–વ્યાધિ વગેરેની માંડે, તો એના પર સહાનુભૂતિ નહિ, પણ કંટાળો! એને તો રસ માત્ર પોતાની કાયામાં, પોતાની નીરોગિતામાં, પોતાના રોગ અંગેની વાતમાં. માનવસ્વભાવ કેવો છે? સૌને વધારેમાં વધારે રસ પોતાનામાં છે, પોતાના સ્વાર્થની વાત–વસ્તુમાં છે.

**મહાત્માને રસ પરના ભલામાં :–**

મહાન આત્માઓ આમાંથી બાદ છે; કેમકે એમના દિલ એવા ઉમદા છે કે એમને સ્વાર્થનું નહિ પણ પરાર્થનું

વ્યસન હોય છે, એટલે પરના ભલાની વાતમાં એમને વિશેષ રસ હોય છે. અવસરે પોતાની ભારે પીડાની ય પરવા નહિ, પણ સામાને થોડી પણ પીડા ન આવે એની જ ચિંતા!

ખંધક મુનિને રાજાએ મોકલેલા મારાઓ આવીને કહે છે કે 'અમારા રાજાના હુકમથી અમે તમારી ચામડી ઉતારી લેવા આવ્યા છીએ.'

ત્યારે મુનિ ખુશી થઇ કહે છે, 'ભલે, સારું કર્યું રાજાએ. એ તો મારે સગા ભાઈ કરતાં ભલેરો. હવે તમને તમારું કામ કરતાં હાથને તકલીફ ન થાય એ માટે તમે કહો એ રીતે હું રહું.'

આ કેટલો બધો ઉમદા વિચાર! પોતાની જીવતા શરીરે આખી ચામડી ઉઝરડાઇ જવાની પીડાનું દુઃખ નહિ, પણ ઉઝરડનારને તકલીફ થાય એનું દુઃખ! આ ઉચ્ચ કોટિની ઉમદાગીરી છે. **દિલ આપણું ઉમદા છે એનું માપ આપણી પીડા ભૂલી સામાની પીડાની ચિંતા કરીએ એના પર નીકળે છે.** એથી ઉલ્ટું પરપીડાની પરવા જ નહિ અને પોતાની પીડા અટકાવવાની કે પોતાની સુખસગવડ સમાલી લેવાની ચિંતા એ અધમતાનું લક્ષણ છે. અભક્ષ્ય ખાઇને બિમારી મિટાવે, મહાકર્માદાનના ધંધા કરી પૈસા કમાય,.... ઇત્યાદિમાં આવું જ છે.

**માનવજીવન શા માટે?**

(૧) ઉત્તમતામાંથી અધમતામાં જવા માટે?
(૨) અધમના અધમ બન્યા રહેવા માટે? કે
(૩) અધમતામાંથી ઉત્તમતા કેળવવા માટે?

જો આપણે પૂર્વભવે અલ્પ કષાય અને દાનરુચિ આદિ ગુણોથી મનુષ્ય-આયુષ્ય બાંધીને આવ્યા છીએ તો તો ઉત્તમતા લઇને આવ્યા કહેવાય. તો હવે શું એમાંથી ઊતરી અધમતામાં જવાનું ?

**પરપીડાની પરવા વિના આપણી જ પીડા ટાળવાનો કે સગવડ મેળવવાનો રસ એ અધમતા છે.**

**અભક્ષ્ય દવાના રસિયા હરણખાઉ વાઘવરુ જેવા :-**

જંગલી શિકારી વાઘવરુને એ આવડે છે. હરણિયાને જીવતાં ચવામણની થતી દારુણ પીડાની પરવા કર્યા વિના પોતાની ભૂખની પીડા ટાળવાનો જ એને રસ ! એવું આજે બિમાર માણસ ઇંડા વગેરે અભક્ષ્ય દવા સેવે એમાં શું છે? અભક્ષ્ય દવા બનવામાં જીવોને રેસાવાની કે છૂંદાવાની જે ઘોર પીડા થાય એની પરવા નહિ, ને માત્ર પોતાની પીડાને ટાળવાની તાલાવેલી.

ઉત્તમતા લાવવી હોય તો કદાચ પોતાને પીડા ન ગમતી હોય તોય,

(૧) પરને પીડવાની વાત ન જોઇએ; ને

(૨) પરને પીડીને ઊભી થતી સાધન-સામગ્રીનો રસ ન જોઈએ.

મહાત્માએ તો પોતાની જીવતાં ચામડી ઉઝરડાવાની ઘોર પીડામાં ય સામાને જરા હાથે તકલીફ ન થાય એની ચિંતા કરી, તો આપણે આપણી થોડી ય તકલીફમાં બીજા જીવોને રેસાઈ જવાનું દુઃખ ન થાઓ, એટલું ય ન વિચારીએ ? જો એ વિચાર ન હોય તો આપણે પૂર્વભવે કમાયેલી ઉત્તમતામાથી અધમતામા ઊતર્યા એમ કહેવાય.

પૂર્વભવે કદાચ માત્ર આયુષ્ય બાંધવાના કાળે જ આપણે કાકતાલીય ન્યાયે અલ્પ કષાય અને દાનરુચિ આદિ ગુણવાળા બન્યા હોઇએ, ને તેથી માનવ-આયુષ્ય ઉપાર્જી

લીધું હોય, પરંતુ ત્યાં જીવન આખું તો કષાયોના આવેશ અને કૃપણતા ક્ષુદ્રતા વગેરે દોષોમાં જ પસાર થયું હોય, એટલે સહજ છે કે એમાં પરપીડાની પરવા ન હોય. પછી એ અધમતા લઈને અહીં આવી તો ગયા, પરંતુ હવે આ સમજ્યા પછી શું કરવાનું? અધમતા ચાલુ રાખવાની? કે ઉત્તમતામાં જવાનું? અહીં જો ઉત્તમતા બરાબર ન કેળવ્યે ગયા, તો પછી કહો આગળ ઉપર કેવા ભવે એ કેળવાશે? અને અહીં અધમતા રાખી રહયે પછીના ભવો ય કેવા આવવાના? કુદરતનો કર્મસત્તાનો કાનૂન છે કે,

**અહીં કેળવેલી અધમતાને યોગ્ય એવા હલકા ભવ મળે છે કે જેમાં સારી રીતે અધમતા કેળવાય–આચરાય.**

એટલે તો પછી મામલો ખત્મ જ ને? આનું મૂળ અહીંની અધમ જીવનસરણી છે. એ અધમતા માત્ર પોતાની પીડા યેન કેન પ્રકારે ટાળવાની ચિંતાને લીધે થયેલી.

વાત એ હતી કે રોગ વ્યાધિ વેદના આવતાં આત્માની કોઈ યાદ જ નહિ! કાયામાં જ ચિત્ત તન્મય, તે વારે ને વારે ચિત્ત દવા–દારૂ, પથ્ય–આરામ વગેરેમાં જ વ્યાકુળ રહે છે, અને મનની ચોંટ 'આ રોગ પીડા કેમ ટળે? ટળે તો સારુ' એના પર રહે છે. આ બીજા પ્રકારનું આર્તધ્યાન છે. એ **વર્તમાન અંગેનું** આર્તધ્યાન.

એમ, રોગ પીડા ટળ્યા પછી મનની ચોંટ એ પર જો રહે કે 'હવે આવો રોગ, આવી પીડા ન આવે તો સારું,' તો એ પણ આ બીજા પ્રકારનું જ આર્તધ્યાન છે, કિન્તુ **ભાવભ્ય અંગેનું.**

એવી રીતે ભુતકાળ સંબંધી પણ આ બીજા પ્રકારનું આર્તધ્યાન થાય; તે એ રીતે કે ભુતકાળમાં વ્યાધી-વેદના ટળી એના પર અને પછી વ્યાધી વેદના ન આવ્યા એના પર હરખ સાથે ચિત્ત ચોટે, મનને એમ થાય કે 'હાશ! પેલી વ્યાધિ વેદના ટળી ને ફરી ન આવી એ સારું થયું,' આ **ભૂતકાળ અંગેનું** આર્તધ્યાન છે

આમ ત્રણે ય કાળ અંગે વ્યાધિ-વેદનાના વિયોગનું અને અનાગમનનું આર્તધ્યાન થઈ શકે છે. આ આર્તધ્યાનનું કારણ (૧) પોતાના આત્માને ભૂલી, (૨) પૂર્વકર્મને ભૂલી, અને (૩) ધર્મને ભૂલી એકલી કાયાનો રસિયો બન્યો રહે, તે છે માટે આ આર્તધ્યાનથી બચવું હોય તો આત્મા, પૂર્વકર્મ અને ધર્મ ત્રણે ય સતત નજર સામે રાખો

---

## પ્રકરણ ૧૪. વેદનાના આર્તધ્યાનથી કેમ બચાય ?

(૧) વેદનાના આર્તધ્યાનથી બચવા આ ઉપાય છે, કે કાયા સાથે આત્માનો વિચાર જોઇએ. મનને એમ થાય કે, અરે! હું આ એક ભવની મૂડીરૂપ કાયાના રોગ-આરોગ્ય સુખ-દુઃખનો વિચાર કરું છું, પણ ભવો-ભવની મૂડીરૂપ મારા પોતાના આત્માનો વિચાર કેમ નથી કરતો? કાયાના રોગ કરતા આત્માના કર્મરોગ અને રાગાદિ વ્યાધિઓ તો ઘણી છે, ને એ મહાભયંકર છે. એને ટાળવાનો કેમ વિચાર નથી? ઉલ્ટું એ રાગાદિ તો પુષ્ટ થયે જાય એવા જ ધંધા ચાલી રહ્યા છે. **ખરી રીતે કાયાના રોગનું દુઃખ તો સામાન્ય છે, પણ કાયા પ્રત્યેનો રાગ, ને રોગ પ્રત્યે દ્વેષ, એ દુઃખને વધારી મૂકે છે.**

જો આ રાગ-દ્વેષ ન હોય તો તો કાયાના રોગનું કોઇ દુઃખ ન લાગે.

**એટલે દુઃખ રોગનું નથી, પણ રાગ-દ્વેષનું છે.** ઘરમાં દેરાણીને બહુ કામ કરવું પડતું હોય અને જેઠાણી શેઠાણી બની બેસતી હોય, ત્યાં જો દેરાણીને તાવ આવે તો એને એ દુઃખરૂપ નથી લાગતો, એને એ ગમે છે. એના મનને એમ થાય છે કે 'હાશ! મજુરીમાંથી બચી. હવે રોગ મોડો જાય તો સારું.' બોલો આમા રોગનું દુઃખ કયાં લાગ્યું? અત્યારે એને નીરોગી કાયા પર રાગ નથી, ને રોગ પર દ્વેષ નથી, તેથી રોગ દુઃખરૂપ નથી લાગતો.

**કાયાના રોગને શું રૂએ? જન્મોજન્મ દુઃખ દેનારા આત્મરોગને રો :–**

આત્માનો વિચાર હોય તો મનને એમ થાય કે 'જીવડા! કાયાના રોગને શું રુએ? અહીં અને જનમ જનમ દુઃખી કરનારા આત્મા કર્મરોગ અને રાગ–દ્વેષ, ઈર્ષ્યા–અસૂયા, લોભ–લંપટતા, હિંસા–અસત્ય–અનીતિના ભાવ, વગેરે વગેરે આત્મ-રોગની ચિંતા કર. એ ટાળનારા ઉપાયોમાં બહુ લાગ.' આમ આત્માના વિચારથી વ્યાધિ–વેદનાનું આર્તધ્યાન અટકે.

(૨) એમ કર્મના વિચારથી પણ આર્તધ્યાન અટકે. રોગ પીડા આવે ત્યાં મનને એમ થાય કે, 'શા માટે રોગને રોઉં છું? એ રોગને લાવનારા પૂર્વોપાર્જિત કર્મ પર રોવા જેવું છે કે 'મેં પૂર્વે ખરાબ કર્મ કેવાં ઉપાર્જ્યાં કે એથી આવા રોગ આપત્તિ વગેરે ઉપદ્રવ આવે છે? અરે! કર્મનો ય શો દોષ? એ કર્મ બંધાવનાર વિચાર–વાણી–વર્તાવનાં દુષ્કૃત્યો મેં કેવા કરેલાં? ધિક્કાર હો એ દુષ્કૃત્યોને અને એ દુષ્કૃત્ય કરનાર મારા આત્માને! હવે સાવધાન બની એવા દુષ્કૃત્યથી બચું રોગની

વ્યાકુળતાનું આર્તધ્યાન એ પણ દુષ્કૃત્ય છે, તો હું શા માટે એ કરી પાછા પાપકર્મ બાંધું ? જો આવો પૂર્વે બાંધેલા કર્મનો વિચાર હોય તો ય આર્તધ્યાન અટકે.

પ્ર૦– આ સમજાય છે તો ખરું પરંતુ રોગની પીડા વખતે એ ભૂલી જવાય છે; એનું શું થાય ?

ઉ૦– સમજવા માત્રથી અવસરે યાદ આવે, એવો નિયમ નથી; અને યાદ આવવા માત્રથી મનના ભાવ ફરી જાય એવું પણ નથી.

**(૧) અવસરે યાદ નહિ એનું એક કારણ એ છે, કે**

રોગ વગેરેમા જીવને જે વ્યાકુળતા થાય છે એ જુગજુના સસ્કારને લીધે બને છે. એટલે હવે એની સામે જો વ્યાકુળતા ન થવા દેતાં સમતાભાવ ઊભો કરવો હોય, તો એ માટે પણ તેવા સસ્કાર જોઈએ, ને એ ઊભા કરવા માટે સમતાભાવની વારે વારે ભાવના કરવી જોઇએ. આ ભાવના કરવાનુ, હવે એ જુઓ કે, તત્ત્વ સમજવાં છતા કયા થયા કરે છે ? મનમાં ગોટા તો બીજા ચાલતા રહે છે. એટલે સંસ્કાર એના જ પડે, પણ સમતાભાવના ક્યાંથી પડે ? એ તો વારંવાર મનમા લાવ્યા કરવું જોઇએ કે

**‘બાહ્ય રોગ પીડા–આપત્તિ એ તો કર્મ–ગુમડાનું નસ્તર છે.’**

ગુમડું હોય તો જ નસ્તરનો અવસર; અને નસ્તર મૂકાયે ગુમડા સાફ. ત્યાં નસ્તરની પીડા વધાવી લેવામા આવે છે; કેમકે નજર સામે બેઠું છે કે ‘આનાથી ગુમડું સાફ થઈ આરોગ્ય મળશે. તો પછી અશુભ કર્મ રૂપી ગુમડાં

પાકી જવાથી શરીરમાં રોગ-પીડા કે બીજી આપત્તિ આવી. પણ એ દ્વારા હવે એ કર્મો સાફ થવાના છે, તો એ રોગ વગેરેને અંતરથી કાં ન વધાવી લેવા?'

-આ ભાવના વારંવાર કરતા રહેવાય તો એના સંસ્કાર જામે. પછી અવસરે એ કામ લાગે. વ્યાધિ-વેદના-ઉપદ્રવ આવતાં કર્મશુમડાં સાફ થવાના આનંદમાં પેલા સંસ્કાર મનમાં સમતાભાવ ઊભો કરી આપે. સારાંશ,

**તત્ત્વસમજને વારંવાર ભાવનામાં ઉતારવી જોઇએ.**

**'નિયમ છે કે પ્રતિપક્ષ ભાવનાથી રાગાદિનો હ્રાસ થતો આવે છે.'**

તત્ત્વ-ભાવનાથી અતત્ત્વના સંસ્કાર ઘસાતા આવે; પછી અતત્ત્વની અસર મંદ પડી જાય. માટે અહીં સાંભળ્યા સમજ્યા પછી બહાર જાઓ ત્યાં એની ભાવના ચાલુ રહેવી જોઇએ. તો મોકા ઉપર એ ઉપયોગી થાય. બિમારી આવે એટલે આ વિચારવું,-

**બિમારીમાં શું શું વિચારવું?:-**

**(૧) કર્મના નિર્ધારિત અનિવાર્ય ઉદય.**

**(૨) બિમારીમાં એ કર્મ ખપી જવાની મહાન કમાઈ.**

**(૩) કાયા કરતાં આત્માના રોગોની ચિંતા અને એના નિકાલનું મહત્ત્વ.**

**(૪) વેદનાના આર્તધ્યાનથી, ભોગવાતા કર્મ કરતાં, બંધાતાનો મોટો કર્મભાર ....**

વગેરે વગેરેનો વિચાર આવીને જો ઊભો રહે, તો પછી

આર્તધ્યાનને વેગ ન મળે. પરંતુ આ ૪ બાબતો અવસરે યાદ આવે એ માટે એની ભાવનાને વિના રોગે પણ વારંવાર કરતા રહેવું જોઇએ. એ જો ન કરાય, તો એના સંસ્કાર દૃઢ ન થયા હોય; પછી અવસરે યાદ કયાંથી આવે?

**(૨) 'અવસરે યાદ નહિ' નું બીજું કારણ એ,**

કે જ્યારે સાંભળ્યું અને સમજયા ત્યારે એ સમજને હાડોહાડ ન લગાડી. યુક્તિસર કહેવાયું હોય, જીવંત દૃષ્ટાન્તો અપાયા હોય, સર્વજ્ઞવચનની સાક્ષી સારી રીતે અપાઈ હોય, એટલે મનમાં તો બેસી જાય, મન કબૂલ કરે કે વાત બરાબર છે. પરંતુ હૈયે હાડોહાડ ન લાગી જાય તો અવસર પર એ ભુલાય એમાં નવાઇ નથી. ત્યારે જો હાડોહાડ લગાડી દીધું હોય તો તો પછી હૃદય એની અસરથી બહુ વ્યાપ્ત હોય; એટલે અવસરે એ ઉપયોગી થાય અને આર્તધ્યાન અટકાવે.

બાકી, ઘણાં વ્યાખ્યાન સાભળ્યા એળે જેવા ગયા કેમ લાગે છે? **સાંભળેલું હાડોહાડ ન લગાડતા ગયા એ કારણે વ્યાખ્યાન એળે ગયા જેવું લાગે છે.**

વ્યવહારમા કોઇએ બહુ શબ્દોમા ઠપકો આપ્યો હોય, અને જો એ પગથી માથા સુધી ઝાળ ચડે એવો હાડોહાડ લાગી ગયો હોય છે ને, તો કેટલા ય દિવસ, મહિના અને કદાચ વર્ષો સુધી યાદ રહે છે. તો અહીં પણ આત્માને એના દોષ માટે અપાયેલ હિતશિક્ષા કેમ યાદ ન રહે? એને હાડોહાડ લગાડવી જોઇએ. માત્ર ઠપકો જ નહિ, કિન્તુ તત્ત્વવાણી પણ હાડોહાડ લગાડી શકાય. પૂછો,

પ્ર૦–ખાલી હકીકતની વાત હોય, દા. ત. 'જગતમાં ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્ય છે,' એવી વસ્તુમાં હાડોહાડ

લગાડવાનું શું ?

ઉ૦–એવું પણ આ રીતે હાડોહાડ લાગે કે 'અહો ! પ્રભુએ આવાં મહાન વિશ્વવ્યાપી ષડ્દ્રવ્યો, એમાં અનંતા પુદ્ગલ અને અનંતા જીવ બતાવ્યા છે. તો પછી હું કૂપમંડૂકની જેમ નજરે દેખાતા ટૂંકા અલ્પ પદાર્થોમાં કેમ અટવાઇ ગયો છું ?' એમ ચોંકામણ થાય ! ત્યાં એ હાડોહાડ લાગે. પછી એની ભાવના એટલે કે વારંવાર ચિંતના સહેજે થયા કરે, કે તેથી અવસરે રોગ આપત્તિ આવી એ પર પણ એ ચિંતન આવીને ઊભું રહે અને આર્તધ્યાનથી બચાય.

મનને એમ થાય કે 'આત્મા પર ચોંટેલા અનંતા કર્મસ્કંધોના તો કેવા કેવા ય વિપાક છે! એમાં આ વિપાક શી વિસાતમાં છે ?' અથવા,

'છ દ્રવ્ય પૈકી આકાશ દ્રવ્યના અધોલોકના ભાગમાં તો નરકના જીવો મારી પીડા કરતાં કાપણ–કુટણ–છેદન–ભેદન વગેરેની અનંતગુણી પીડા જીવો વેઠી રહ્યા છે! એની સામે આ વેદના શી વિસાતમાં છે ?' અથવા

'છ દ્રવ્યમાંનું આત્મદ્રવ્ય શુદ્ધ સ્વરૂપે તો અરૂપી અમૂર્ત રોગરહિત નિર્વિકાર છે. પણ વર્તમાન રોગ દેખાય છે એ તો કર્મોદયની ઉપાધિના લીધે છે. સ્ફટિકની પાછળ લાલ કપડાની ઉપાધિ હોય ત્યાં સુધી સ્ફટિક લાલ દેખાય, ઉપાધિ ખસી જતાં કાંઇ નહિ. એમ કર્મોદય હોય ત્યાં સુધી રોગ, એ પતી ગયે રોગ નહિ. આત્માના શુદ્ધ સ્વરૂપમાં કોઈ હાનિ નહિ માટે આકુળ વ્યાકુળ થવાનું શું કામ ? સમજી જ રાખવાનું કે 'કર્મ અને કાયા એ છ દ્રવ્યમાંનું એક સ્વતંત્ર પુદ્ગલ દ્રવ્ય છે. પુદ્ગલદ્રવ્યની

પણ ગજબનાક શક્તિ છે. જીવને એ વળગ્યુ છે એટલે એ એનું કામ કરે જ. તો રોગથી રોવું શું?'

**પરદેશી તત્ત્વ ઘુસે ત્યાં ઉથલપાથલ થાય જ.** એટલે ખરી રીતે આ કર્મ અને કાયારૂપ પરદેશી તત્ત્વથી જ સાવધાન બનવા જેવું છે; એને જ હટાવવા જેવા છે. કદાચ યેનકેન અનુચિત પ્રકારે રોગ હટાવ્યા, પણ નવાં કર્મ-પુદ્ગલ આત્મામાં ઘુસાડયા, તો દુઃખનો ને રોગનો કાયમી અંત કયાં છે?

**શું પરદેશી તત્ત્વના પ્રવેશ અને સંબંધ ઉભા રાખી સુખી થવું છે? એમ દુઃખ-પીડા નથી જોઈતી? ન બની શકે.**

માટે એ પરદેશી માલરૂપ કર્મને જ હટાવવાની સતત પેરવીમા રહું. શાંતિથી રોગ સહી લેવો, એ પણ પરદેશી તત્ત્વરૂપ કર્મને હટાવવાનો એક રસ્તો છે. રોગમાં તો પાપકર્મના કચરા સાફ થાય છે ત્યા નારાજી શી? ત્યા વ્યાકુળતા શી?

તત્ત્વની હકીકત પર પણ આવી આવી ભાવના બહુ કર્યા કરાતી રહે તો અવસર પર એ જરૂર ઉપયોગી થાય, રોગ-વેદનાનાં અને બીજાં આર્તધ્યાનને અટકાવે જો એ ભાવનાનો અભ્યાસ નથી, તો સહેજે ભૂતકાળની વેદના પરના વલોપાત યાદ આવવાના. એના રીઢ સંસ્કારો આર્તધ્યાન કરાવશે. એટલે કહો, વર્તમાન તો શું, પણ ભૂતકાળ અને ભવિષ્યકાળ અંગેના પણ આર્તધ્યાન જીવને પજવે છે 'રોગ કેમ જાય, પૂર્વે ગયો તે સારુ થયુ; ભવિષ્યમા ન આવે તો સારું,' વગેરે ચાલ્યા કરવાનું બને છે, જો તત્ત્વની ભાવનાનો ખૂબ અભ્યાસ નથી રાખ્યો, ને તત્ત્વસમજનો સદુપયોગ નથી કર્યો એનો ડગલે ને પગલે સારો ઉપયોગ કરતા આવડવુ જોઈએ

**તત્ત્વની સમજનો પહેલો સદુપયોગ આ, કે આત્મામાં અજ્ઞાનવશ જે અશુભ ભાવો જાગ્યા કરે છે, એને એ તત્ત્વસમજથી અટકાવતા જઈએ અને એને સારા ભાવમાં ફેરવતા જઈએ.**

જીવની અનાદિથી આવી કંગાળ જ દશા ચાલતી આવી છે કે સારું મળે, કે નરસું ટળે, યા સારું ખોવાય, કે નરસું આવે, ત્યાં દિલના ભાવ ખરાબ કરવા જોઈએ છે, ધ્યાન બગાડવા જોઈએ છે. એમ કોઈ પણ રોગ આવે તો ય એ ભાવ બગાડવાની દશા છે. પાછી સ્થિતિ તો એ નજરે દેખાય છે કે અંતે તો મરી ખૂટવાનું છે, ત્યાં પછી ભાવ કેવા ? મૃત્યુનો સમય જ એવી ચીજ છે કે જ્યાં ભલભલાના ગાત્ર ઢીલાઢચ ! ભારે ભયંકર ખરાબ ભાવો પૂર્વે વારંવાર કર્યા હોય, આગ્રહથી એને છોડયા ન હોય, પછી મોત આવીને ઊભું રહેતાં એ અશુભ ભાવની કુટેવ મિટાવી શકતો નથી. તો પછી શું કામ જીવન જીવતાં એવા ઉગ્ર કષાય ને એવા ભયંકર ભાવની લત રાખવી ?

**મૃત્યુ વખતે કરુણ અંતનું દૃષ્ટાન્ત :-**

એક શહેરમાં એક સુખી માણસને અભિમાન એટલું બધું કે એ દીક્ષા અને સાધુઓની નિંદા ખૂબ કરે. દીક્ષાઓ થાય એ એનાથી જરાય સહન જ ન થાય. દુકાનપેઢી પ્રતિષ્ઠાવાળી, ઘરે ઘોડાગાડી, ઘોડો એવો અરબી ઘોડા જેવો કે લગામથી સહેજ ઈસારો થતાં ભરબજારના રસ્તે પવનની ઝડપે દોડે ભાઈ ગાડીમા બેસી નીકળે, શોખથી પોતે જ હાંકે, ત્યારે એની મુદ્રા જોઈ હોય તો અભિમાનનું પૂતળું દેખાય. એના મનને થતું હશે કે 'મારા ઘોડા જેવો ઘોડો કોની પાસે છે ? મારા જેવું પડછંદ શરીર કોનું છે ?' આવા ને આવા અભિમાનમા એ બીજાની

આગળ ચારિત્રદીક્ષાની અને મુનિઓની નિન્દા ભયંકર શબ્દોમાં કર્યે જાય. આની પાછળ દિલમા કેટલા ભયંકર અશુભ ભાવ અને દુર્ધ્યાન ચાલ્યા કરતા હશે એ વિચારો.

પરંતુ એકવાર પાપના નતીજા રૂપે બન્યું એવું કે એણે મોટા છોકરાનું લગ્ન લીધું, અને આખી નાતને જમવા નોંતરાં ફેરવ્યાં. જમણનો દિવસ આવ્યો, સવારે ઊઠીને નાસ્તાપાણી, નહાવા–ધોવા, વગેરેનું કામ પતાવ્યું. ત્યા સુધી પઠ્ઠા જેવા એના શરીરમાં નખમાંય કોઇ રોગ ન દેખાય. પરંતુ એકાએક શું થયું કે હવે જ્યા એને નાત–જમણની વાડીએ જવાની તૈયારી છે, ત્યાં જ બ્લડપ્રેશર વધી ગયું કહો કે એના અહીંના તીવ્ર પાપના ઉદયે શરીરમાં ગમે તે વિક્રિયા ઊભી થઈ, તે માથામાની નસ તૂટી, જીભ ખેચાવા લાગી; ભાઇને પીડાનું ને બીજું કેટલુ ય કહેવું હશે તે બોલવા ગયા, પણ બોલી શું શકે? 'ઓ.. ઓ....ઓ..' સિવાય બીજો અક્ષર જ ન કાઢી શકયા કારણ કે જીભ અંદર ખેંચાતી હતી ડાકટર આવીને ય શુ કરે? શાસ્ત્ર કહે છે 'અતિ ઉગ્ર પુણ્ય કે પાપનાં ફળ અહીં મળે છે.'

**તીવ્ર અશુભનો ઉદય ઊભો થઇ ગયો હોય પછી ડાકટરે ય મરતા દેહમાં જીવ કયાંથી ઘાલી શકે?**

બિચારો ત્રણ દિવસ 'ઓ ઓ ...' કરતો રહ્યો. દિલનું કશું કોઇને કહી શકયો નહિ, સગી બાઇડીને ય નહિ! ને સગા છોકરાને ય નહિ! ત્યારે કહો, પૂર્વે કરેલા ભારે અભિમાન અને ધર્મનિંદા–ગુરુનિંદાની પાછળના હૈયામા રમતા ઉગ્ર અશુભ ભાવ એ અહીં હવે આ મોતની ભારે પરાધીન દશામા શે ટકાવી શકે? અશુભના ઉદયે ઢીલીઢચ દશા કરી મૂકી. પણ આ વિષમ સંસારની દશા એવી કે એક ખરાબ અશુભ ભાવ મૂકવો પડયો તો બીજો અશુભ ભાવ

તૈયાર જ છે. એને બિચારાને ત્રણ ત્રણ દિવસની ઘોર પીડામાં શરીરની મૂર્ચ્છા, જીવવાની મમતા, કુટુંબની મૂર્ચ્છા, વગેરે મૂર્ચ્છા–ડાકણોનાં ટોળાએ એવો ઘેરી લીધો એવો, કે એ બધી મમતાના અંગે હાયવોયનો પાર નહિ! ને આંતર ક્લેશનો પાર નહિ! પેલા નિંદા–અભિમાનના ખરાબ ભાવ મૂકાયા, તો આ અશુભ ભાવ અશુભ ધ્યાન મગજ પર ચડી બેઠા! કરુણ હાલતે એ મર્યો.

બોલો, જીવન જીવતાં રાચીમાચીને સેવેલા એ અભિમાન ધર્મદ્વેષ અને ધર્મનિંદાના મહા મલિન અશુભ ભાવોનું શું ઊપજ્યું? ક્યાં ગયા એ રોફ મરણ વખતે? તો પછી જીવન જીવતાં રાત–દિવસ એવા અશુભ ભાવ કર્યે જવામાં ને ચિત્તને ભારે બગાડવામા જીવની કેવી પાગલતા ગણાય? શું શુભ ભાવનો ખોરાક નથી મળતો તે અશુભ ભાવના ઝેર ખાવાં?

---

## પ્રકરણ ૧૫. તામસભાવનાં તાંડવ : સાધનામાં હોંશ–જોશ–પરિણતિ

અશુભ ભાવો તામસભાવમાથી જન્મે છે. શુભ ભાવો સાત્ત્વિક ભાવમાંથી જાગે છે. તામસભાવમા ન રમવું હોય તો જરાક પણ અશુભ ભાવ કરવા જેવો નહિ.

**એક મુનિનો જરાક અશુભ ભાવ :–**

એક મુનિ કાઉસ્સગ્ગ કરતા હતા કાઉસ્સગ્ગ કેટલો? 'ઇરિયાવહિય'નો એક લોગસ્સમાત્રનો, એટલે કે ૬। શ્લોક–માત્રનો. પરંતુ મુનિ એવા ઊંચા શુભ ભાવ અને પ્રબળ શુભ ધ્યાનમાં ચડયા કે ત્યા એમના અવધિજ્ઞાનાવરણ કર્મ તૂટયાં! ને એમને અવધિજ્ઞાન પ્રગટ થયુ; ઊંચે પહેલા દેવલોક સુધીનું પ્રત્યક્ષ દેખાડે એવું!

**ધ્યાનમાં આ તાકાત છે કે અશુભ જ્ઞાનાવરણાદિ કર્મોને તોડે.**

શુભ ધ્યાનનું આ મહત્ત્વ જીવ સમજતો નથી એટલે સાવ સસ્તું અને સહેલું છતાં શુભ ધ્યાન ચાલુ ચલાવ્યે રાખવાનું તો શું, પરંતુ ક્યારેક ક્યારેક પણ એ કરતા આવડતું નથી! મુનિને માત્ર કાયોત્સર્ગમાં જ શુભ ધ્યાનમા અવધિજ્ઞાન પ્રગટ થયુ છે હજી પોતે કાઉસ્સગ્ગમાં જ છે, ને અવધિજ્ઞાનથી બહુ ઊંચે અસખ્ય યોજન દૂર વૈમાનિકનો પહેલો દેવલોક દેખાયો! 'ત્યાં ઇન્દ્ર શું કરે છે' એ જોવાની જિજ્ઞાસા થતાં જ ખૂણામા ઈન્દ્ર ઇન્દ્રાણીને મનાવતો દેખાયો. ખોટી જિજ્ઞાસાય ભુંડી! એ મુનિને એવી જિજ્ઞાસામાં અવધિજ્ઞાનથી જે આ દેખાયું એના પર એમને હસવું આવ્યું કે 'હે હે હે....આવો અસખ્ય દેવોનો માલિક પણ આ ઈંદ્ર સ્ત્રીને મનાવવા બેઠો છે? આટલો ગુલામ?'

**હાસ્યનો કરુણ અંત: તામસભાવનાં પોષણ :-**

જુઓ, આ હાસ્ય, મજાક, મશ્કરી વગેરે એ અશુભ ભાવ છે, અને એનો દયાપાત્ર કરુણ કેજ કેવો! કે ત્યા જ અવધિજ્ઞાનના આવરણ કર્મ પાછા ઉદયમા આવી ગયા! અને અવધિજ્ઞાન ડુલ! ઊડી ગયુ! હવે અધારુ ઘબ! કશું ઉપર દેખાતું નથી ત્યારે કહો જોઉ, આવો અશુભ ભાવ કરવામાં મૂર્ખતા નહિ? મૂઢતા નહિ? સહેજ હાસ્યમા કેવા પડયા? કેટલુ ગુમાવ્યું? હવે એ હાસ્યમા હૈયું જે તુચ્છ તામસ ભાવવાળું બન્યું એમા ગમે તેવા શુભ ભાવ લાવવા જાય, શુભ ધ્યાન કરવા જાય, પરંતુ એમાં એવો પ્રબળ પાવર ક્યાંથી આવે? કોઈકવારના પણ એવા અશુભ ભાવથી આ ખરાબી ઊભી થાય છે કે હૈયું ક્ષુદ્ર તુચ્છ બની

જાય છે, ને ત્યાં પ્રબળ શુભ ભાવ ને શુભ ધ્યાનને જાગવા અવકાશ જ રહેતો નથી. માટે જ સાવધાન! હાસ્યાદિ અશુભ ભાવ લાવતાં ખૂબ વિચાર કરવા જેવો છે. આપણે માનીએ કે

પ્ર૦–જરા હસ્યા, જરા મશ્કરી કરી, જરાક કોઈનું ઘસાતું બોલ્યા, એમાં શું થઈ ગયું?

ઉ૦–પરંતુ એમાં થઈ ગયું એ, કે

**આપણા દિલમાં ક્ષુદ્રતા–તુચ્છતા–તામસભાવ લાવ્યા. એ વિના હાસ્યાદિ ઊભા થતા નથી.**

પણ તમને જરાક હસ્યા એટલે તામસભાવ કર્યો એવું લાગે છે જ કયાં? નહિતર એવા તુચ્છ ભાવ વારે વારે શાના થાય? મુનિને હસવામાં અવધિજ્ઞાન કેમ ગયું? હાસ્યાદિના મૂળમાં ક્ષુદ્રતાદિને પોષ્યા માટે. એ મહાન નુકશાન ઊભું કર્યું. ત્યારે સમજતા નહિ કે 'હાસ્યાદિ એ સાત્ત્વિકભાવમાંથી ઊભા થાય છે.' ભલેને મુનિ પોતે ગુણિયલ હતા, પહેલાં મોહમુક્ત હતા, પણ પછી ઈંદ્રની મોહમૂઢ દશા જોતાં મોહયુક્ત બની એના પર હસ્યા, એમાં સામાના દોષ પર એના પ્રત્યે તિરસ્કારનો, દુર્ભાવનો, હાંસીનો ભાવ આવ્યો એ તામસભાવના ઘરનો છે. **સાત્ત્વિક ભાવના ઘરના ભાવ તો તે. કે જે**

(૧) સામા પર ભરપૂર દયા ઊભરાય,

(૨) મોહની ભયાનકતાની પોતાને ભડક લાગે,....

(૩) આત્મા–કર્મ–સંસાર વગેરે ભાવોને યથાસ્થિત કહેનાર જિનવચન પર ઓવારી જવાય,

(૪) મનને એમ થાય કે 'પ્રભુ! તારી તારા શાસનની કેવી બલિહારી કે આવા સંનેપાતના સકંજામાથી મને બચાવ્યો....'

પેલા મુનિને આમાંનું કશું કયાં થએલું ? એમને તો ઇન્દ્ર પર 'અ રે રે ! બિચારો મોહથી કચડાઈ રહ્યો છે !' આવી દયા આવવાના બદલે 'હેં ? આવું કરે છે ? પાગલ !' એમ તિરસ્કારભાવ આવ્યો, હાંસી દુગછા થઈ ત્યાં સાત્ત્વિક ભાવ ડૂલ ! ને તામસભાવ ઝગમગતો ! એટલે પછી અવધિજ્ઞાન જાય એમાં નવાઈ શી ?

'ધ્યાન અને જીવન' નો વિષય સમજવામાં આ ખાસ ખ્યાલમાં રાખી લેવા જેવું છે કે 'અશુભ ધ્યાન ઢગલો કરવા જોઇએ છે, પણ એના પર જીવનમાં મહા ખરાબીઓ ઊભી થાય છે ! અને એ અશુભ ધ્યાન તીવ્ર રાગ–દ્વેષ પર તો શું, પણ મામુલી ગણાતા હાસ્યાદિ દોષો પર પણ નભે છે; કેમકે ત્યાં તામસભાવ પોષાય છે. પછી એના પર દુર્ધ્યાન આવવું કયાં મોંઘું છે ?

## અસદ્ નિમિત્તોથી જે દૂર, એ તામસભાવથી બચે :–

એટલા જ માટે આ પણ લક્ષમાં રાખવાનું કે તામસભાવને પોષનારાં નિમિત્તો જેટલાં ઓછાં સેવો એટલું બચાય. પેલા મુનિ દેવલોક દેખાયો તો એના જિનમંદિર જોવાની જિજ્ઞાસા કરવાને બદલે ઇન્દ્ર શું કરે છે એ જોવાની જિજ્ઞાસા કરવા ગયા, એટલે આ અસદ્ નિમિત્તને સેવ્યું, તો હાસ્યના તામસભાવમાં પડયા, અને અવધિજ્ઞાન જેવી મહાન સંપત્તિ પળવારમાં ગુમાવી. જિનમંદિરની જિજ્ઞાસા કરી હોત તો એ જોતાં જ્ઞાનની વિશેષ નિર્મળતા થાત

બધે જ અસદ્ નિમિત્તોથી દૂર રહેવા જેવું યા જેટલા બચાય એટલું બચવા જેવુ છે. અરે ! જમવા બેસો ત્યાં ય

જો મળે એટલી ચીજો ખાવાની ખુલ્લી રાખી તો તામસભાવમાં તણાઈ જતાં વાર નહિ લાગે. માટે તો 'દ્રવ્ય-સંક્ષેપ' એટલે 'વૃત્તિ-સંક્ષેપ' કે ખાવાની ચીજોની વૃત્તિનું ચોક્સ માપ; અને 'રસત્યાગ' અર્થાત્ વિગઈઓ આદિનો ત્યાગ, એને તપ ધર્મ કહ્યો. શું કરે એ? માપની ઉપરની વસ્તુ અંગેનો રાગાદિ તામસભાવ રોકે.

**નાના બાળનું સત્ત્વ :-**

અમે મુંબાઈમાં હતા, ત્યાં એક ભાઈ પોતાના નાના આઠ વરસના પુત્રને લઈને દર્શનાર્થે આવ્યા એ છોકરો વંદન કરી અમને ચિઠ્ઠી આપે છે. શાની ચિઠ્ઠી? બાધાઓ લેવાની આઈટેમો લખેલી. એમાં લખી લાવ્યો હતો કે 'ચોરી ન કરવી, પિક્ચર ન જોવા, એક ભાણે સાતથી વધુ ચીજ ન ખાવી....' હું તો જરા આશ્ચર્યમાં પડયો કે 'આવો નાનો બાળ, ને આ નિયમો?'

એ કહે છે, 'બાધા આપો.'

મેં એના પિતાની સામે જોયું, પિતા કહે છે, 'હા સાહિબ! આપો બાધાઓ, એ પાળશે.'

બોલો આ શું કર્યું એણે? સુખી ઘરનો હતો હોં; એકનો એક. મા-બાપ Full fecilities (પૂરી સુખસગવડો) થી રહેનારા! છતાં પુત્ર કહે છે 'આ બાધાઓ આપો.... સાતથી વધુ ચીજ એક ભાણે ન ખાવી, સિનેમા ન જોવા....' સમજીને નક્કી કરી લાવ્યો હતો. કેટલું સત્ત્વ!

**આઠ વરસનાસાં આટલું સત્ત્વ, તો અઢાર વરસનાસાં કેટલું?** માંડો ત્રિરાશિ. તમે તો ૧૮-૧૯-૨૦ વરસના છો ને? રતિ-અરતિના તામસભાવ તથા દુર્ધ્યાન વગેરેના નિમિત્તો બંધ કરવાનુ કેટલું સત્ત્વ છે?

'એક ભાણે સાતથી વધુ ચીજ નહિ, સિનેમા નહિ....' એવા નિયમો તામસભાવો પર અંકુશ મૂકવાનું મહાન સાધન છે. સત્ત્વ જોઈએ, તો જ એ બને.

**નિઃસત્ત્વને ગભરાટ બહુ :–**

નિઃસત્ત્વ માણસ તો આવા ત્યાગની બાધાથી જ ગભરાય, 'હાય! પછી વધુ ચીજ મળે ને ચાટવાની રહી જાય તો? સારું પિક્ચર આવ્યું હોય એ જોવાનું રહી જાય તો?' જીવની આ કેવી કંગાલ દશા છે! સંસાર તો પ્રલોભક પદાર્થોનો ભરેલો રહેવાનો. બસ, ભોગનું માપ નથી એટલે એ ઢગલો ચીજો પર જીવની ચાલે ફેંકાફેંક! ચીજો જાણે રમતિયાળ છોકરા, તે જીવને ફૂટબોલના દડાની જેમ આમન સામન ઉછાળ્યા જ કરે. પૂરી કહે, 'જા કઢી પર,' કઢી કહે, 'જા શાક પર,' શાક કહે, 'જા ફરસાણ ઉપર,' એ વળી કહે, 'જા ચટણી પર!' ચાલ્યું,– 'આ સારું છે, આ બરાબર નહિ, આ તો હાઈકલાસ, આ ડેમ કલાસ' કેટલા રાગ? કેટલા દ્વેષ? આ બધા તામસભાવનાં તાંડવ છે.

**બહુ રાગદ્વેષાદિથી ભવપ્રવાસનો પાસપોર્ટ :–**

સંસાર આ રાગ-દ્વેષાદિ તામસભાવો પર જ ચાલ્યા કરે છે. એમાંય માનવ અવતારે જેણે એ બહુ સેવ્યા, એણે તો જાણે અનેક ભવોની મુસાફરીના પાસપોર્ટ ફડાવી લીધા! કેમકે આ ભવ કિંમતી છે, બુદ્ધિનો અવતાર છે **જનાવર કરતાં માણસની બહુ ખીલેલી બુદ્ધિ. એટલે એના પર કરેલા સારા નરસા વેપાર જોરદાર!** તેથી એનો પર ધૂમ કમાઈ! જનાવરનાં કરતાં કેઈ ગુણી! નાજુક ભવ છે આ. બે વાત છે,– (૧) જો આમાં સમજપૂર્વક ધર્મ કરો, તો પાપકર્મ-ક્ષય અને પુણ્યકમાઈ મોટા પ્રમાણમાં. (૨) ત્યારે

જો બુદ્ધિપૂર્વક પાપાચરણ સેવો, રાગ-દ્વેષ-મોહ કર્યા કરો, તો પાપકર્મની કમાઈ પણ જંગી!

**મોક્ષ પામવા પર હક કોનો?:-**

**સંસાર રાગ-દ્વેષ-મોહ વગેરે તામસભાવો પર સર્જાય છે.** કેમકે રાગાદિથી અશુભભાવ આર્તધ્યાન ડગલે ને પગલે; ને એથી આત્મઘરે ઢગલો અશુભ કર્મબંધનો પ્રવાહ સતત વહ્યો આવે માટે જેણે રાગ-દ્વેષ-મોહને જીત્યા, અર્થાત્ તામસભાવ બંધ કર્યા, એણે સંસારને જીત્યો. એ કલ્યાણ આત્મા હવે આમ ચાલ્યો મોક્ષ તરફ. પછી ભલેને બાળ હોય કે બુઢ્ઢો, માંદો હોય કે સાજો, સ્ત્રી હોય કે પુરુષ, પિતા હોય કે પુત્ર, ગુરુ હોય કે શિષ્ય, પણ જેણે રાગ-દ્વેષ-મોહને હફાવ્યા, એણે સંસારને દૂર ધકેલ્યો. અઇમુત્તા મુનિ બાળ હતા, પરંતુ એમની પ્રત્યે હસનારા મોટા મુનિઓ બાજુએ રહી ગયા, અને એ રાગાદિ જીતીને કેવળજ્ઞાન પામી ગયા! ઉપદેશક ગુરુ અને દીક્ષા આપનાર આચાર્ય અર્ણિકાપુત્ર બેઠા રહ્યા, ને એમના હાથે દીક્ષા લેનારી સાધ્વી પુષ્પચૂલા કેવળજ્ઞાન પામી ગયા! શાના પર? રાગ-દ્વેષને ધકેલી મૂકવા પર.

**અર્ણિકાપુત્ર અને પુષ્પચૂલાનું દૃષ્ટાન્ત :-**

પુષ્પચૂલા આમ તો રાજાની રાણી; પણ એ પતિ રાજા પોતાનો સગો ભાઈ જ પતિ બનેલો! અવિવેકી બાપે ભાઇ-બેનનો અગાધ પ્રેમ દેખી બન્નેને એક બીજા સાથે પરણાવી દીધેલા! તેથી પોતાના સંતાનમાં આ ન ઇચ્છતી માતાએ વૈરાગ્ય પામી ચારિત્ર લીધું. સારી સાધના કરી એ સ્વર્ગમાં ગઈ. ત્યાંથી આ સ્થિતિ જોઈ પુષ્પચૂલાને સ્વર્ગ-નરકનાં દૃશ્ય સ્વપ્નમાં દેખાડયાં છોકરીને કેમ બતાવ્યા, છોકરાને કેમ નહિ? એટલા માટે કે છોકરીના હૃદય કોમળ અને

વિનયભર્યાં. કૃષ્ણ વાસુદેવ શું કરતા હતા? છોકરીઓને સમજાવીને નેમનાથ પ્રભુ પાસે ચારિત્ર અપાવતા. 'છોકરાઓ તો ઉંમરમાં આવ્યા એટલે અહંત્વ વધ્યું, બુદ્ધિનું અભિમાન જાગ્યું, દિલ કઠોર બન્યા, એ શાના એમ સમજી જાય?' આવું કાંઈક જોયું હશે, એટલે છોકરાઓને સમજાવવાની માથાકુટમાં ન પડયા, પણ છોકરીઓને સહેજમાં સમજાવી સમજાવી ચારિત્રમાર્ગે ચડાવી દેતા ગયા. અહીં માતા દેવે પુત્રી પુષ્પચૂલાને બૂઝવવા નરકનાં સ્વપ્ન દેખાડયાં.

પુષ્પચૂલાએ નગરમાં બીજા-ત્રીજાને સ્વર્ગ-નરકનાં સ્વરૂપ પૂછયાં, પણ ખરો ઉત્તર ન મળ્યો. ત્યારે અર્ણિકાપુત્ર આચાર્યે, એણે જેવું દેખેલું, એવું સ્વરૂપ જૈનશાસ્ત્રાધારે કહી બતાવ્યું!

પછી તો પુષ્પચૂલાને ભારે શ્રદ્ધા થઈ, તેથી પૂછયું કે 'પ્રભુ! આવી ઘોર દુઃખભરી નરકમાં કયા કારણે જવાય?'

આચાર્ય મહારાજે, 'મહારંભ, મહાપરિગ્રહ, રૌદ્રધ્યાન, કૃષ્ણલેશ્યા, વિષયાંધતા, પરિગ્રહાંધતા,'... વગેરે કારણો બતાવ્યાં. સાંભળીને પુષ્પચૂલાને પોતાના લગ્ન પર અને એવા સંસાર પર તિરસ્કાર છૂટયો, તીવ્ર વૈરાગ્ય થયો, આગ્રહપૂર્વક રાજા પતિ પાસે દીક્ષાની રજા માગી. રાજાએ એક શરતે રજા આપી કે 'દીક્ષા લઈને જીવનભર આ નગરમાં જ રહેવાનુ; જેથી મને તમારાં દર્શન તો મળે'

પુષ્પચૂલા શું કરે હવે? પતિની રજા વિના કોઈ દીક્ષા આપે નહિ; ને દીક્ષા લીધા પછી સયમભાવ ટકાવવા એક સ્થાને બેસી રહેવું પાલવે નહિ. પણ પુષ્પચૂલા જુએ છે કે

'હજી ય દીક્ષા લીધા બાદ ભલે એક સ્થાને રહેવુ પડે, પણ રાગનાં નિમિત્તોથી આઘા રહેવાથી અને વિશેષ

સાવધાની રાખવાથી સંયમભાવ ટકાવી શકાશે, પરંતુ દીક્ષા વિના ઘરે બેસી રહેવામાં તો મોત જ છે.'

**ઘરે કેમ મોત?**

**રાગનાં નિમિત્તોની વચ્ચે રહી રાગથી શે બચાય?**

કામપાત્રોના સંગમાં વાસના કેમ ભૂલાય? ઘર એટલે તો પાપનું ઘર. ત્યાં સદા સત્તર પાપસ્થાનક ચાલુ! એમાં ય જો એ પાપો પર અંધ રાગ, એનું નિર્ભીક સેવન, તો અઢારમું ખતરનાક મિથ્યાત્વ–શલ્ય પાપ પણ આવતાં વાર નહિ. માટે એકવાર આ પાપઘરમાંથી તો નીકળી જવું. પછી બહારનાં નિમિત્તોથી તો પ્રયત્ન રાખીને બચી જવાશે.'

**પુષ્પચૂલાને કેવળજ્ઞાનનું રહસ્ય :–**

પુષ્પચૂલાએ આચાર્ય મહારાજ પાસે દીક્ષા લીધી. જુઓ એ કેવળજ્ઞાન પામવાની છે. કેમ? જો કે એ નગરમાં જ રહે છે, પણ એ સમજીને રહે છે, વિશેષ એવી સાવધાની રાખીને રહે છે કે 'એક સ્થાને બેસી રહેવામાં રાગ–મમત્વ–શિથિલતા–પ્રમાદ વગેરે અનેક દોષો સુલભ છે, ને તેથી સંયમ ભાવ ઘવાય;' માટે મન પર બરાબર કડકાઈ રાખીને સાધના કરે છે; ઊંચી ઊંચી પરિણતિથી ત્યાગ, તપ, સ્વાધ્યાય, શુભ ભાવો, શુભ ભાવનાની સાધના કરે છે.

**ઊંચી ઊંચી પરિણતિથી સાધનામાં આગળ વધાય તો જ સંભવિત દોષોથી બચાય.**

સાધનામાં આગળ આગળ વધવાનો ઉત્સાહ અને વેગબંધ પુરુષાર્થ શું કરે? તો કે એ દોષોને અનુકુળ થનારા મન–મંદવાડને દૂર જ રાખે છે. જુઓ, દા. ત. ઘરેથી દુકાને જવા ઉત્સાહ અને વેગિલા ઉદ્યમથી નીકળ્યા, તો

રસ્તામાં કોઈ પૈસા કમાવવા સિવાયની વાત કરવા મળે ત્યાં વાતમાં લોભાવાતું નથી, ઊભા નથી રહેવાતું, ઝટ દુકાન તરફ જવાય છે. પણ જો એમ જ શાક ખરીદવા બજારે ચાલ્યા, તો ત્યાં કોઈ મનનો એવો વેગ નથી કે આ ઝટ શાક ખરીદી ઘરે આવું. તેથી રસ્તામાં કોઈ હરિનો લાલ મળ્યો તો લલચાઈ જવાય છે, ને કચરાપટ્ટી વાતોમાં ય અડધો કલાક ઊભા રહી જવાય છે! બસ, એવું ધર્મસાધનામાં સમજવાનું છે. જો વેગબંધ પુરુષાર્થથી હોંશ અને જોસથી એમાં કામ ધપાવ્યે રાખ્યું, સાધનાની ઊંચી ઊંચી કક્ષામા જો આગળ આગળ વધતા ગયા, તો એ મનના પ્રબળ વેગ અને ઉત્સાહ સામે મન દોષોની લલચામણીમાં નહિ તણાય, એ તામસભાવમાં નહિ પડે દોષોનાં પ્રલોભનમાં પડતાં તામસભાવ માથે ચડી બેસે છે. માટે તામસભાવને રોકવા દોષોની લાલચ દબાવવી જોઇએ એ તો ધર્મસાધનામાં ઉત્સાહ અને વેગબંધ પુરુષાર્થથી બને પૂછે છે,

**પ્ર૦– ધર્મ કરવા છતાં મન કેમ પાપમાં તણાઈ જાય છે?**

**ઉ૦– આ જ કારણે, કે ધર્મસાધનાને વધુ ને વધુ (૧) હોંશિલી, (૨) જોસિલી, ને (૩) ઉચ્ચ-ઉચ્ચતર ઉચ્ચતમ નથી બનાવાતી.**

દેવદર્શનાદિ ધર્મસાધના આમ તો એની એ જ થતી હોય, પરંતુ

(૧) દિન–પ્રતિદિન એ દેવદર્શનાદિ વધુ ને વધુ હોંશથી થાય, એ હોંશ આગળ બીજા–ત્રીજાને મળવા કરવાની હોંશ મંદ પડી જાય, ફિક્કી પડી જાય, એવી

હોંશવાળી દેવદર્શનાદિ ધર્મસાધના એ હોંશિલી.

(૨) વળી એમાં તન-ધનની સાધનસામગ્રીનો વધુ ને વધુ ભોગ અપાય. દા. ત. દેવદર્શન-પૂજનમાં વધુ સારાં સારાં પોતાનાં પૂજનદ્રવ્યો લઈ જવાય...., વગેરે એ જોસિલી.

(૩) ત્યારે દેવદર્શનાદિમાં,- (૧) મનની વધુ ને વધુ તીવ્ર એકાગ્રતા રખાય, (૨) ભાવોલ્લાસ વધારતા જવાય, એ ભાવો-લ્લાસ એવા કે (૩) દુનિયા તદ્દન ભૂલી જવાય, (૪) સંસાર વધુ ને વધુ અકારો લાગતો જાય, (૫) એક બાજુ ધર્મસાધનાના ભાવમાં તન્મયતા વધે અને બીજી બાજુ સંસારના પદાર્થો પ્રત્યે આસગભાવ ઘટતો આવે, આનું નામ ઉચ્ચઉચ્ચતર ધર્મસાધના.

**આમ વધુ ને વધુ હોંશિલી, જોસિલી અને ઉચ્ચ-ઉચ્ચતર ધર્મસાધના કર્યે જવાય એથી મનોબળ-મનઃશુદ્ધિ ખૂબ વધે.**

**ઘણા માણસો કહે છે** કે 'અમે દેવદર્શન-પૂજા-સામાયિકાદિ બનતુ બધું કરીએ છીએ. હવે બીજું વધારે તો અમારાથી આ સંયોગોમાં શુ થાય ?'

પરંતુ એમને બિચારાને આ કયાં ખબર છે કે જેટલુ કરાય છે એમાં ય આગળ આગળ વધવાને કેટકેટલો અવકાશ છે? કેટલી બધી હોંશ, જોસ અને ઉચ્ચતર પરિણતિ એમાં વધારી શકાય છે? શુ તમે એમ માનો છો કે જેવું પ્રભુદર્શન શય્યંભવ બ્રાહ્મણે કર્યું, એવું તમે કરી રહ્યા છો? એને તો યજ્ઞના સ્તંભ નીચેથી પ્રભુપ્રતિમા મળી તો એનાં દર્શન પર ઓવારી જઈ પ્રભુનાં તત્ત્વ જાણવાની તીવ્ર જિજ્ઞાસા જાગી, તે યજ્ઞ પડતો મૂકી પહોંચ્યો આર્ય પ્રભવસ્વામી પાસે ! ને તત્ત્વ સાંભળી, એ જચી જતાં ત્યાં જ ચારિત્ર લીધું. કેવું કે એ

દર્શન હશે? તામસભાવનાં તાંડવો દિલને આવાં દર્શનમાં જવા નથી દેતાં.

## ચાલુ સાધનામાં વધુ શું કરવા જેવું?:-

ત્યારે શું એમ માનો છો કે શ્રેણિકરાજા વીરપ્રભુનું જે સ્મરણ કરતા હતા, તેવું આપણે કરીએ છીએ? એ શ્રેણિક તો આ સ્મરણના જોસ અને હોંશ પર પ્રભુની સુખશાતા-આબાદીના સમાચાર લઇ આવનારને વધામણીમાં સુવર્ણદાનથી નવાજી દેતા. આપણે શું કરીએ છીએ? અર્થ-કામની મૂર્ચ્છાના હૈયે તામસ-ભાવ રમતા હોય ત્યાં આ શે બને? નવકારનું ચિંતન-સ્મરણ કરાય એમાં પરમેષ્ઠીનું ચિંતન કરતાં કયારેક અપૂર્વ આલ્હાદ આવ્યો ખરો? ને આવ્યો તો કોઇ ભારે ભોગ આપ્યો ખરો? ખાનપાન-રંગરાગના તામસભાવમાં ભોગ શી રીતે અપાય?

દેવદર્શન, નવકાર-સ્મરણ, વગેરેમાં દિનપ્રતિદિન હોંશ વધારાય, જોસ વધારાય, ઊંચી ઊંચી પરિણતિ વધારતા જવાય. હોંશથી ઉલ્લાસ ભારે વધતો ને વધતો રહે. જાપ, સ્મરણ કરવામાં જોસ એટલે શરીરનો અપ્રમાદ, દૃષ્ટિની સ્થિરતા અને કાનની અંતર્મુખતા વધુ ને વધુ જામે; તેમજ પરિણતિથી વીતરાગ દેવ અને નિર્ગ્રન્થ ગુરુ તરફ શરણ, ઝુકાવટ, અને મૂલ્યાંકન વધતાં ને વધતાં ચાલે. આમ પ્રયત્ન ચાલુ જોઇએ. તો ચાલુ સ્થિતિમાં ય આગળ વધાય. પરંતુ ધ્યાન રાખજો, બીજી બાજુએ અર્થ-કામની લાલસાનાં તામસભાવ ઓછા કરવાની તૈયારી હોય તો આ બને. એ તામસભાવ ઘટાડીને દરેક ધર્મસાધનામાં હોંશ-જોસ-પરિણતિ વધારતા જવાય એ જરૂરી છે. સાધના એની એ જ, પણ એમાં હોંશ, જોસ અને આંતર

પરિણતિ વધતી ને વધતી રહે, એ કાર્ય જિંદગીમાં છેડા સુધી યાવત્ વીતરાગ બનવા સુધી ચાલુ રહી શકે છે. 'હવે વધુ અમારાથી શું થાય ?' કહેવાનું અજ્ઞાનતાભર્યું છે, વધારે કરવું હોય તો કરવાનું આ ઘણું છે. જુઓ આ ત્રણમાં શું શું કરાય ?

**(૧) વધુ ઉલ્લાસની પાછળ શું ?:-**

સાધનામાં હોંશ ઉલ્લાસ વધુ આવ્યો એ શી રીતે માનીએ? કહો, એની પાછળ કોઈ વધારે ભોગ આપવાનું રાખીએ રાખો છો ? કોઈ તીર્થદર્શન થયું, ક્યાંક અપૂર્વ અદ્ભુત અંગરચનાયુક્ત પ્રભુનાં દર્શનનો લાભ મળ્યો, ઉલ્લાસ ખૂબ આવ્યો, તો એની પાછળ એની કદરરૂપે ઉપવાસ કે આંબેલ યા વિગઈત્યાગ કરવાની વાત ખરી ? એ આનંદ પાછળ શુભ ખાતે પાંચ પૈસા ખરચવાનું બને છે ખરું ? જો એવો કશો જ ભોગ આપવાનો નહિ, તો તો એનો અર્થ એ કે 'ઉલ્લાસ વધુ આવ્યો એટલે કે આ સાધના બહુ ગમી, ને એમાં બહુ આનંદ ઊછળ્યો એટલું જ, પરંતુ એના કરતાં મારાં ખાનપાન ને મારા પૈસા મને વધુ ગમેલા છે, એમાં વધારે આનંદ રહેલો છે.' દર્શન કરતી વખતે અંદરમાં ઊતરી હૈયું તપાસાય તો એ હૈયાનો આ ગુપ્ત અવાજ માલુમ પડે કે 'ભગવાન તમે બહુ વહાલા, પણ તમારા કરતાં મારા પૈસા ને મારાં ખાનપાન વધારે વહાલા.... હજી પૈસા ખાતર તમારો ઉપયોગ કરું, પણ તમારી ખાતર પૈસા ન તોડી નાખું,' શું આ જ હોંશ ને ઉલ્લાસ ને ? **પૈસા અને વિષયસુખોના વહાલના તામસભાવ સાચા ધર્મ-ઉલ્લાસ નથી જાગવા દેતા.**

**અનંત ઉપકારી વીતરાગ પરમાત્મા મળવા છતાં જડના રાગ એના એ જ રહે ?**

(૨) વધુ જોસ એટલે :-

ત્યારે સાધનામાં જોસ વધુ આવે ત્યાં શું અપ્રમાદ અને સ્થિરતા ખૂબ વધતી જતી ન હોય ? શું પહેલાની જેમ આંખ એનાં એ જ ડાફોળિયાં માર્યા કરે ? શું ચિત્ત એનું એ ચંચળ રહી આડાઅવળા ભૂસા કુટયાં કરે ? શરીર એવું ને એવું સુસ્ત મુડદાલ રાખ્યા કરાય ? સાધના પૂરી થઈ એટલે 'હાશ પત્યું' એવો છૂટકારાનો દમ ખેંચાય ? **બાહ્યની લંપટતાના તામસભાવ હોયે, સાધનામાં જોસ શી રીતે આવે ?**

એની એ જ સાધના છતાં આગળ વધવું હોય તો ઘણું ઘણું કરવા જેવું છે. હોંશ અને જોસ એવા વધારતા જવાય કે 'હોંશ'ની પાછળ નક્કર ભોગ આપવાનું કરતા રહેવાય, અને 'જોસ'ની પાછળ શરીર ઇન્દ્રિયો અને મનની એકાગ્રતા-સ્થિરતા-તન્મયતા અને અપ્રમાદ જોરદાર બનાવતા જવાય **રખડતા મનનો તામસભાવ પડતો મૂકયા વિના આ ન બને. ત્યારે,**

(૩) પરિણતિ વધારતા જવાય એટલે ? :-

બાહ્ય સાધનાને અનુરૂપ અંતરના ભાવમાં વૃદ્ધિ કરતા જવાય. દા. ત. દાન દીધું, ત્યાં હૃદયમાં ધનમૂર્ચ્છાનો ત્યાગ વધતો આવે, ધન પ્રત્યે ઘૃણા વધે, અભાવ વધતો જાય. એમ દા. ત તપ કર્યો ત્યાં આહારની પ્રત્યે કંટાળો વધે વ્રત લીધા ત્યાં વિષયો પર ગ્લાનિ વધતી જાય,....એ બધું પરિણતિ ઉચ્ચ-ઉચ્ચતર બનાવી કહેવાય.

**પુષ્પચૂલાની સાધના કેમ વધતી ?**

પુષ્પચૂલા સાધ્વી આ કરી રહી છે. એ સમજે છે કે 'ચારિત્ર આ ને આ જ નગરીમાં રહીને પાળવાનું છે. એમાં વળી નગરની રાણી તરીકે હતી એમાંથી સંસારત્યાગી સાધ્વી

બની છું તો લોકનાં માનઆદર ખૂબ રહેવાના; એટલે સંયમમાં શિથિલતા આવવા મોટો સંભવ છે. માટે સાધનામાં હોંશ, જોસ અને આભ્યન્તર પરિણુતિ વધારતા જ રહેવાનું, જેથી કયાય બાહ્યમાં લપટાઈ જવાય નહિ; અને 'મિયા ઠેરના ઠેર' જેવી સ્થિતિ ય ન રહે.' રાજાએ પણ રાણીને આ નગરમાં જ જીવનભર રહેવાની શરતે દીક્ષાની અનુમતિ આપી છે તે અહીં ને અહીં એનાં દર્શન મળ્યા કરે એટલા માટે. એટલે એ પણ દર્શનાર્થે આવતો હોય; તેથી સાધ્વીને એના પ્રત્યે રાગ વધવાનો કે ઊભો રહેવાનો સભવ છે. હવે જો ચારિત્રસાધનામાં ત્યાગ–વૈરાગ્ય–તપ–સ્વાધ્યાયમાં આંતર હોંશ-જોશ–પરિણુતિ વધારતા ન જવાય, તો બચવાનું શી રીતે બને?

એમ તો ચારિત્ર લઈને સંયમભાવમાં આગળ ને આગળ વધવાનું જ હોય, પરંતુ સામે પ્રલોભક કે બાધક સંયોગ હોય ત્યા તો ખાસ કરીને સંયમમાં હોંશ, જોશ અને પરિણુતિ વધારતા રહેવાનુ છે. કેવળજ્ઞાન પામવાની આ ભૂમિકા છે. સિદ્ધ થવું છે? તો સાધકે સાધનામાં આ રીતે આગળ ને આગળ વધતા જ રહેવું જોઇએ.

**આણુકાપુત્ર આચાર્ય સાધ્વીના કેવળજ્ઞાનથી ચોંકયા:-**

અહીં બને છે એવુ કે અર્ણિકાપુત્ર આચાર્યનું જંઘાબળ ક્ષીણ થઈ જવાથી ચાલવાની શક્તિ રહી નથી; તેથી અહીં જ પડયા રહેવામાં પોતાના સમુદાયના મુનિઓને સંયમમાં બાધ પહોંચે. એ સંયમ બાધા રોકવા માટે એ સમુદાયને વિહાર કરાવી દે છે, ને પોતે અહીં નગરમાં જ અપ્રમત્તપણે રહે છે. ગોચરી-પાણી પુષ્પચૂલા સાધ્વીજી મૂકી જાય છે. બને છે એવું

કે એકવાર સાધ્વીજી વરસાદમાં ગોચરી લઈ આવ્યા.

આચાર્ય મહારાજ એમને પૂછે છે,–'આવું કેમ કર્યું ? વરસાદમાં તો કાચા પાણીના અસંખ્ય અપકાય–જીવોની વિરાધના થાય; પછી એમાં ચાલી તમે ગોચરી કેમ લાવ્યા ?'

સાધ્વીજી કહે છે, 'હું અચિત્ત (નિર્જીવ) પાણીમાંથી લાવી છું.'

સૂરિજી ચોંકે છે! પૂછ્યું, 'અચિત્ત કયા જ્ઞાનથી જાણ્યું ?'

જ્યાં સાધ્વીજીએ કહ્યું કે–'અપ્રતિપાતી જ્ઞાનથી; કેવળજ્ઞાનથી.' ત્યાં આચાર્ય મહારાજને પારાવાર પસ્તાવો થયો ! કે,–

**આચાર્યશ્રીનો પસ્તાવો :–**

'અરે ! આ મેં શું કર્યું ? કેવળજ્ઞાની ભગવંત પાસે મેં સેવા કરાવી ? ગોચરી મંગાવી ? કોણ જાણે કેવળજ્ઞાન તો ક્યારે ય થયું હશે ? કેટલાક દિવસથી મારે ગોચરીમાં આહાર જોઈએ તેવો અને જોઈતા પ્રમાણમાં જ આવતો હતો. મને મૂર્ખને આ ખબર ન પડી. મેં માની લીધું કે આ તો રોજના ટેવાઈ ગયા છે, મારી પ્રકૃતિ સમજી ગયા છે, તેથી બરાબર માપસર અને જરૂરી લઈ આવે છે. પરંતુ ખરેખર તો કેવળજ્ઞાનથી જ બરાબર જોઈને એ પ્રમાણે થતું હશે ! તો કેવળજ્ઞાનીની સેવા કરીને તરી જવાને બદલે અ રે રે ! મેં કેવળજ્ઞાની પાસે સેવા કરાવી આ ડુબવાનો ધંધો કર્યો ? કેવી મારી આ નાલાયકતા ?'

આચાર્ય મહારાજ ઝટ ઊભા થઈ હાથ જોડીને પગે પડી કહે છે, 'ભગવતી ! આ હું કેવો નાલાયક કે આપ જ્ઞાની પાસે મજુરી કરાવી ? તો તો મારે હજી કેટલા ભવ ભટકવાનું છે ?'

## પ્રકરણ ૧૬. રાગને કેમ હંફાવવો?

### જૈનશાસનની નિષ્પક્ષપાત વાતો :-

જુઓ પુષ્પચૂલાને ઉપદેશ કરી મહાપાપમાંથી છોડાવીને સંયમમાં લાવનાર કોણ છે? આ આચાર્ય મહારાજ છે. શાસ્ત્રોના સમર્થ જ્ઞાતા અને દીર્ઘકાળ સંયમ પાળનાર આચાર્ય ભગવંત ગુરુ છે. છતાં ગુરુ આચાર્યદેવ રહ્યા છદ્મસ્થતાની ધરતી પર, અને શિષ્યા પુષ્પચૂલા સાધ્વી ઉપડયા વીતરાગ-સર્વજ્ઞતાના આસમાનમાં! શાના બળે? રાગ-દ્વેષ-મોહને હંફાવવા પર. એમણે (૧) તો પોતાના ભાઇને જ પતિ કરવાના ઘોર પાપના પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તરૂપે, તેમજ (૨) બીજું એક જ નગરમાં રહેવું પડવાથી સંયમને ખૂબ જ તેજસ્વી બનતું રાખવાના ઉદ્યમરૂપે, જ્વલંત વૈરાગ્ય, ત્યાગ, તપ વગેરેથી જે જે આંતરિક શુદ્ધ પરિણતિ વિકસાવી, અને એથી રાગ-દ્વેષ-મોહ વગેરે તામસીભાવોનું કૂટિયું કર્યે ગયા, એથી, ભલે એ નવા શિષ્યા સાધ્વી હતા, છતાં એમણે કેવળજ્ઞાન ઉપાર્જ્યું! ત્યારે ગુરુ અર્ણિકાપુત્ર આચાર્યને એવા આંતર પુરૂષાર્થની હજી વાર લાગી તો એ હજી છદ્મસ્થ છે! પહેલાં ગુરુ તરે? કે શિષ્ય તરે?

### મળેલા હકનું આશ્વાસન અને પ્રોત્સાહન :-

જૈનશાસનની આ નિષ્પક્ષપાત રજુઆત જોવા જેવી છે. એ માણસને કોઈપણ અવસ્થામાં આશ્વાસન ને પ્રોત્સાહન આપે છે. એ કહે છે, 'તમે બાળ હો કે બુઢ્ઢા, સ્ત્રી હો કે પુરુષ, શિષ્ય હો કે ગુરુ, સાજા હો કે બિમાર, કીર્તિમાન હો યા નહિ, વિદ્વાન હો યા નહિ, આશ્રિત હો કે આશ્રયદાતા....

ગમે તે હો, પરંતુ તમને રાગ-દ્વેષ-મોહના તામસભાવોને પહેલા કચરવાનો સંપૂર્ણ હક છે. હકનો ઉપયોગ કરવો જોઇએ, શક્તિને કામે લગાડવી જોઇએ; તો તમે ગુણસ્થાનકના ઊંચા પગથિયાં ચડી શકો છો; ચડતાં ચડતાં ઠેઠ વીતરાગ-સર્વજ્ઞ થઇ શકો છો.' કેવું સુંદર આશ્વાસન! કેવું સુંદર પ્રોત્સાહન!

અર્ણિકાપુત્ર આચાર્ય પૂછે છે, 'હજી મારે કેટલા ભવ ભટકવાનું છે?'

સાધ્વીજી કહે છે, 'તમે ચરમ શરીરી છો, આ ભવમાં જ મુક્તિગામી.'

આચાર્ય મહારાજ આશ્ચર્ય પામે છે! કહે છે, 'હેં? હું ચરમ શરીરી? મને કયારે કેવળજ્ઞાન?'

કેવળજ્ઞાનીએ ઉત્તર કર્યો, 'ગંગા ઊતરતાં.'

કેવળજ્ઞાનમાં બધું પ્રત્યક્ષ જુએ છે એટલે કહી શકે. ફરીથી અહીં જોવા જેવું છે કે,

**સાધ્વીજીને કેવળજ્ઞાન કયા બળ પર? :-**

કહો, સાધનાના પ્રચંડ બળ પર.

(૧) એક બાજુ એ જુએ છે કે રાજા અતિ પ્રેમાળ છે અને મને અહીં ને અહી રાખી રોજ દર્શનાર્થે આવશે. ત્યાં મેં ફગાવી દીધેલો રાગ ફરી મારામાં ન ઊભો થાય એ માટે મારે વૈરાગ્ય અને ઉદાસીનભાવની સાધના વધુ ને વધુ જોરદાર બનાવવી જોઇએ. તે એ વિચાર જાગતો રાખીને બનાવાય કે,-

(૧) આવા રાગ કરી કરીને તો આ જીવ અનંતાનંત કાળથી સંસારમા ભટકતો રહ્યો છે. હવે એ સમજ્યા પછી

આવા ઉત્તમ પુરુષાર્થ શક્તિવાળા માનવ ભવે તો એને કચરવાનો જ હોય; નહિતર પછી બીજા કયા ભવમાં આ કાર્ય થઈ શકવાનું હતું?

(૨) ત્યારે ખરી રીતે, જેના પર રાગ કરીએ છીએ, એ આપણું શું લીલું વાળે છે? તેમજ,

(૩) રાગ ગમે તેટલો કર્યો, પરંતુ તે કેટલો ટકવાનો? મૃત્યુ થતાં અવશ્ય વિયોગ અને વિસ્મરણ. પછી પરભવે કયાંય એકલા ઊપડી ગયે રાગ કયાં રહેવાનો? વળી,

(૪) વીતરાગ બનવું છે તો અંતે રાગને સાથે જ છુટકો છે, તેય જે વસ્તુ કે વ્યક્તિ પર વળી રાગ વિશેષે ઊછળે છે ત્યાં તો વિશેષ પુરુષાર્થથી વૈરાગ્ય જ્વલંત બનાવીને રાગના વિશેષ નિગ્રહ સાથે વર્તવાનું. રાજાને તો જાણે કોઈ રસ્તે જનાર તદ્દન ત્રાહિત જ સમજવાનો; જેથી એની સાથે પોતાને કોઈ સંબંધ જ નથી એમ લાગે.

—આમ એ રાગથી ભારે અલિપ્ત રહેતા હતા.

(૨) સાધ્વીને તદ્દન અલિપ્ત રહેવા બીજું બળ આ છે કે એ જુએ છે કે 'જો આ ને આ જ નગરીમાં રહેવાનું છે તો પછી કયાંય મમત્વ ન બંધાય, શિથિલતા ન પેસે, એ માટે સંયમની સાધના વધુ ને વધુ હોશ, જોસ અને ઉચ્ચ ઉચ્ચતર સંયમ–પરિણતિવાળી બનાવતા રહેવું જોઈએ.' એમ એ આગળ વધી રહ્યા હતા.

(૩) વળી સાધ્વીજી હમેશા એ જુએ છે કે 'આવા પરમ ઉપકારી અને મહાગુણિયલ આચાર્ય ભગવાનની સેવા કરવાનો લાભ કયાથી મળે! જો એ મળ્યો છે તો મારાં એ મહાન અહોભાગ્ય સમજી સેવામાં કમીના ન રાખું, અને

સેવાનો લાભ આપવા બદલ આચાર્ય ભગવંતનો અધિકાધિક ઉપકાર માનું.' એ વિચારથી સેવામાં ભારે સજાગ છે અને આચાર્ય મહારાજ પ્રત્યે તેમ આ બધાના મૂળ દેવાધિદેવ અને એમના શાસન પ્રત્યે વધતા ને વધતા બહુમાનવાળા બન્યા રહે છે.

આ ત્રણે ય બળ પર એ આગળ ને આગળ વધતા જ રહ્યા. સંયમથી બહારના પદાર્થ પર નિરાસંગ ભાવ વધારતા જ ગયા.

પ્રશસ્ત રાગમાં પણ ફળની કોઇ આશંસા જ નહિ, તેથી એ રાગને ય અવસરે છુટતાં વાર નહિ એટલે જ્યાં ક્યારે ય સંયમાદિમાં એકતાનતા આવી અનાસક્ત યોગમાં ચડયા, કાયાની આસક્તિ અને અહત્વ તુટયા, કે પ્રશસ્ત પણ રાગ છુટીને તરત વીતરાગતા આવીને ઊભી રહી ! ને ક્ષણમાં કેવળજ્ઞાન થયું !

પુષ્પચુલા સાધ્વીજી આમ કેવળજ્ઞાની વીતરાગ સર્વજ્ઞ બન્યા, ત્યારે અર્ણિકાપુત્ર આચાર્ય મહારાજ પણ હવે જુએ છે કે 'આ કેવળજ્ઞાની મને કેવળજ્ઞાન થવામાં સમયમર્યાદા તો આપતા નથી. પણ માત્ર ગંગા ઊતરતાં કેવળજ્ઞાન થવાનું કહે છે; તો લાવને હવે એમાં ઉધારો શો ? હમણાં જ જઇને ગંગા ઊતરું. કેવળીનું વચન ફોગ જાય નહિ.' તે ઊઠયા, ચાલ્યા ગંગાના કિનારે. ત્યાં જઈ નાવડામાં બેઠા. નાવ ઉપડી પૂર્વના વૈરી દેવતાથી અધવચ્ચે નાવ ડોલ ડોલ કરાતાં નાવડામા બેઠેલા બીજા લોકોએ એમને અપશુકન માની પોટલાની જેમ ઊંચકીને બહાર ઊંચે ઉછાળ્યા ! ત્યાં એ વૈરી દેવતાએ એમને ભાલા પર ઝીલ્યા. શરીરમાં અણી જોરથી

ઘુસી ગઇ, એમાં પરોવાઇ ગયા, અને એમાંથી લોહી નીચે પડવા માંડયું!

**જીવને કસોટી :–** હવે અહીં જ જીવની કસોટી થાય છે.

(૧) સંયમનો અહિંસાનો રાગ અને પુરુષાર્થ વધારે છે? કે કોઈ કેવળજ્ઞાની જેવી ઊંચી પદવી પામવાનો રાગ વધારે?

(૨) કેવળજ્ઞાનને જ્ઞાનીના વચનમાત્ર પર લેવું છે કે સંયમના જ્વલંત પુરુષાર્થ પર?

(૩) જીવલેણ ઘા વખતે, પણ પોતાની કાયાનો વિચાર? કે જીવોનો વિચાર? હવે કાયા પર રાગ રહે છે? કે જીવો પરની દયામાં એ રાગના ભુક્કા થાય છે?

આચાર્ય મહારાજ કસોટીમાં પાર ઊતરે છે,– નાવડામાંથી ઊંચકીને બહાર ફેંકનાર લોકો પર કે ભાલામાં પોતાના શરીરને વીંધનાર ઉપર એ પોતાના દિલમાં જરા ય લેશમાત્ર પણ દ્વેષ નથી થવા દેતા. ઊલટું એ (૧) એમના પર ભાવકરુણા અને સ્વશરીર પર ઘૃણા વિચારે છે કે 'અરેરેરે! આ બિચારા જીવો પાપ બાંધે છે એમનું પરભવે શું થશે? ત્યારે એમના પાપમાં આ મારું શરીર નિમિત્ત થઈ રહ્યું છે, એ કેવું ગોઝારું! વળી (૨) પોતાના ભાલે વીંધાયેલા શરીરમાંથી લોહી નીચે પાણીમાં પડતું જોઇ એમને પાણીના જીવો પર દયા ઊભરાઇ આવે છે કે,–

**આચાર્યશ્રીની ઉચ્ચ ભાવના :–**

'અરેરે! આ પાણીના અસંખ્ય જીવો બિચારા મારા શરીરના લોહીથી મરી રહ્યા છે! કેવું મારું આ ગોઝારુ શરીર ને ગોઝારું લોહી કે એ અસખ્ય જીવોના નાશમાં વપરાઈ રહ્યું છે? ધિક્કાર હો આ મારા શરીરને! ધન્ય છે એ

સિદ્ધ ભગવંતોને કે જે દેહમુક્ત બની કોઈના ય નાશમાં નિમિત્ત બનતા નથી ! ક્યાં મારુ અહિંસાવ્રત ને સંયમ, અને ક્યાં આ અસંખ્યની હિંસામાં નિમિત્ત બનવાનું ? ધિક્કાર હો આ શરીરાદિ અધિકરણોને ?...'

અહીં આ ખાસ જોવા જેવું છે કે આચાર્ય મહારાજને એ વિચાર સરખો ય નથી કે 'કેવળજ્ઞાનીએ તો અહીં મને કેવળજ્ઞાન થવાનું કહ્યું હતું, ને આ મોત આવ્યું, પછી એ વચનનું શું ?' ના, આ વિચાર જ નથી. એનું શું કારણ ?

**કેવળજ્ઞાનની ખોટી આતુરતા કેમ નહિ ? :–**

એમને કેવળજ્ઞાન પામવાની ઇચ્છા હતી, પણ તે ખોટી આતુરતા નહિ. 'ખોટી' એટલે કે (૧) પોતાનું સંયમ વિસારીને, (૨) કાયાનો રાગ પોષીને, અને (૩) કાયા પર આક્રમણ આવ્યું તો હાયવોય કરીને કેવળજ્ઞાનની આતુરતા નહિ. આચાર્યને એવી ખોટી આતુરતા નથી; કેમકે કર્તવ્યનું પાકું ભાન છે તેથી જ **અહિંસાવ્રતનું શરીર હિંસામાં નિમિત્ત બની રહ્યું છે એનું એમને ભારે દુઃખ છે.** એટલે જ શરીર પર કોઇ જ રાગ ઊભો રહેતો નથી. આત્માને અતિ નિકટ અને અતિ સંલગ્ન પોતાના શરીર પરથી રાગ ઊડયો, અને સંયમ જીવદયા અને અહિંસા પર રાગ ઊછળ્યો ! પછી તો એ પ્રબળ પ્રશસ્ત રાગ જીવને તત્ત્વમાં એકતાન બનાવે છે. આચાર્ય મહારાજે આ એકતાનતામા શુક્લધ્યાન લગાવ્યું, ક્ષપકશ્રેણિ માડી, અને ત્યાં જ કેવળજ્ઞાન પામ્યા ! પછી આયુષ્ય ત્યાં જ પૂરું થઇ જવાથી સર્વ કર્મક્ષય કરી મોક્ષ પામ્યા !

આચાર્યે જો કેવળજ્ઞાનની ખોટી આતુરતા કરી હોત તો તો

કદાચ કેવળજ્ઞાનીનાં વચન પર શંકા પડત! અશ્રદ્ધા થાત! શરીર પર રાગ ઊભરાત! ને આક્રમકો પર દ્વેષ થાત! આ સૂચવે છે કે,–

**સાધ્યની અભિલાષા આતુરતા જરૂર રાખો, પરંતુ તે સાધનાને વિસારીને નહિ.** સાધનામાં ચુસ્તતા પહેલી જોઇએ. સાધનામાં પણ આપણા નિમિત્તે બીજા જીવોને પીડા ન થાય એ કરણા પહેલી જરૂરી. સાધનામાં દૃઢપણે આગળ વધે એને સિદ્ધિ તો અવશ્ય લખાયેલી છે. માટે જ શાસ્ત્રકારો ફળની ખોટી આતુરતા કરવાની મનાઈ કરે છે.

'.. फलाभिसन्धिरहितं संशुद्धमेतद्दीदृशम'

કોઈપણ સાધના વિશુદ્ધ કયારે કે એ જો ફળની આતુરતા વિનાની હોય. આ ત્યારે બને કે સાધનાનો રંગ જો અંગ અંગ વ્યાપી જાય એવી એ કરવામાં આવે. પછી તો એ સહજભાવે બનતી થઈ જાય.

**સાધનાનો રંગ અંગ અંગ વ્યાપે :–**

અર્ણિકાપુત્ર આચાર્ય ભગવાનને કાંઇ વિચાર કરવા નહોતું બેસવું પડ્યું કે 'મારે દયા ચિંતવવી જોઇએ, હિંસાનો ખેદ કરવો જોઇએ.' એમને તો જ્યાં પોતાનું લોહી પાણીમાં પડી પાણીના જીવોનો નાશ કરતું દેખાયું કે તરત સહેજે એ જીવોની દયા ઉભરાઇ આવી, અને સહેજે એમની થતી હિંસા અંગે સંહાર અંગે ખેદ થઈ આવ્યો, કે 'બિચારા આ જીવો મરી રહ્યા છે! અ રે રે! આ મારૂં કેવું દુઃખદ શરીર કે એનું લોહી આ જીવોનો સંહાર કરી રહ્યું છે!' સહેજે સહેજે આ દયા અને ખેદ બની આવવાનું કારણ એ કે

જીવનમાં એની સાધના એવી એકાકાર થઇ રહી છે કે એનો રંગ અંગે અંગમાં વ્યાપી ગયો છે. એમનો આત્મા એનાથી એવો ભાવિત થઈ ગયો છે કે મોકો આવતાં એ દયા અને ખેદનો ભાવ હૃદયમાં સહેજે ઊઠી આવે છે પોતે ભાલાથી વિંધાઇ ભયંકર વેદના પામી રહ્યા છે ત્યારે, (૧) એ પોતાની વેદનાનો આર્તનાદ સહજ? કે (૨) પેલા પાણીના મરતા જીવોની પીડાનો પોતાને આર્તનાદ સહજ? શું સહજ? કહો.

**સહજ તે કે જે જીવનમાં ખૂબ ઘુંટાયું હોય. કાયર અને સ્વાર્થાંધ** જીવોને માત્ર પોતાના જ દુઃખ પર 'અરે આ ક્યાં આવ્યું' એવો આર્તનાદ, હાયવોય–બળતરા અને 'ક્યારે આ જાય' એવું આર્તધ્યાન વારંવાર અને તન્મય થઈ ઘુંટાતું હોય છે. પછી એનો જ રંગ ચડે, દિલ એનાથી જ ભાવિત બને એમા નવાઈ નથી ત્યારે,

**ધીર અને વીર એવા પરાર્થરસિક પુરુષોને** બીજા જીવોનાં દુઃખ પર આર્તનાદ ને સંતાપ થાય છે, અને એ ટાળવાની દયા વારંવાર ઘુંટાતી હોય છે। એટલે એનો રંગ ચડે, દિલ એનાથી ભાવિત થાય, એમાં નવાઈ નથી. પોતાનુ દુઃખ ભારે પણ હોય તેની કિંમત નહિ, એના સંતાપ નહિ, પણ બીજાનાં દુઃખ અંગે 'અરેરે! આને ક્યાં આ દુઃખ આવ્યું;' એવો સંતાપ અને આર્તનાદ થાય છે, "એ કેમ ટળે' એવી દયા ઊભરાય છે! આ બતાવે છે કે,

**જીવનમાં જે ગુણ કે દોષ બહુ ઘુંટશો એનો રંગ ચડશે, એ સહજ થઈ જશે.**

ગમતું ચાલી ગયા પર, અણગમતું આવી પડયા પર,

કે વેદનાની પીડા ઉપર આર્તધ્યાન વારે ને વારે કરવામાં આવે છે, તેથી એનો રંગ ભારે ચડી ગયો હોય છે. પછી મોકો આવ્યો કે તરત એ આવીને ઊભું જ છે. એના બદલે મન મારીને પણ જો શુભ ધ્યાન વારંવાર લાવવામાં આવે તો એ ધ્યાન ઘુંટાય, આત્મા પર એનો રંગ ચડે.

ધ્યાનનો વિષય બહુ સમજવા જેવો છે; કેમકે એને જીવન સાથે ઘનિષ્ઠ સંબંધ છે. જીવનની ઉન્નતિ-અવનતિનો ખરો આધાર શુભ-અશુભ ધ્યાન પર છે, ઉન્નતિ-અવનતિનો સીધો સંબંધ ધ્યાન સાથે છે. **શુભ ધ્યાનમાં રહો કે નિશ્ચિત ઉન્નતિ; અશુભ ધ્યાન સેવો કે નિશ્ચિત અવનતિ.**

બાહ્ય વાણી-વર્તાવ પર ઉન્નતિ કે અવનતિ નહિ? ખરી, પરંતુ અંતરના ભાવ દ્વારા, અંદરના ધ્યાન દ્વારા. ધ્યાન કેવું કરો છો, શુભ કે અશુભ? હૈયાના ભાવ કેવા વર્તે છે, સારા કે નરસા? એના પર કર્મબંધનું જજમેન્ટ પડી પુણ્યબંધ કે પાપબંધ નક્કી થાય.

પ્ર૦- ત્યારે શું વાણી-વર્તાવની કશી કિંમત નહિ?

ઉ૦- કિંમત ખરી; કેમકે એ સારા પવિત્ર હોય તો ભાવ અને ધ્યાન શુભ રહે; ત્યારે જો એ નરસા મલિન હોય તો ભાવ અને ધ્યાન અશુભ રહે. સામાન્ય રીતે વાણી-વર્તાવની ભાવ ને ધ્યાન પર અસર પડે છે.

**વાણીની ભાવ પર અસર :-**

કઠોર ભાષા બોલનારને ભાવ કઠોર બને છે, મૃદુ સૌમ્ય વાણીવ્યવહાર રાખનારને ભાવ મુલાયમ બને છે, માયાવીની વાત જુદી. પણ આપણા જીવનમાં મુલાયમ સૌમ્ય ભાષાનો

અને સૌમ્ય વ્યવહારનો મંગળ અભ્યાસ કરી જુઓ તો હૈયામાં શુભ ભાવનો અનુભવ થશે. ત્યારે, કઠોર કર્કશ શબ્દો બોલીને દિલમાં અશુભ ભાવનો ને કષાયભર્યા ભાવનો અનુભવ ક્યાં નથી? એવું અર્થ–કામની વાતો કરવામાં, પરચિંતાના કે પરનિંદાના લેકચર કરવામાં હૈયે મલિન ભાવ અને અશુભ ધ્યાનના અનુભવ ક્યાં નથી? પણ એના બદલે ઉત્તમ જીવોના ગુણ જ ગાવા માંડો, મહાન પુરુષોના સારા જીવનપ્રસંગોની વાતો કરતા રહો, તત્ત્વોની શાસ્ત્રોની સદ્ આચારોની વાતો કરતા રહો, પછી જુઓ કે હૈયે કેવા કેવા સુંદર ભાવ ચકે છે! કેવા શુભ ધ્યાન ચાલે છે!

**વર્તાવની ભાવ પર અસર :–**

વાણીની આટલી અસર છે, તો વર્તાવની અસરનું તો પૂછવું જ શું? વર્તાવમાં શું આવે? એકે એક ઇન્દ્રિયનો વર્તાવ આવે, તેમજ શરીરના અવયવોનો વર્તાવ આવે. એ જો સારા ઠેકાણે સારા વિષયમાં હશે, તો ભાવ શુભ ચાલશે; નરસામાં અશુભ. આંખને સ્ત્રીનાં રૂપરંગ જોવામાં, દુનિયાના વૈભવ દેખવામાં, પરના દોષ નિરખવામાં કે ધનમાલ જોવામાં પ્રવર્તાવી, તો અશુભ ભાવ જાગવાના, ધ્યાન અશુભ ચાલવાનું. એમ કાનને મોહના શબ્દો, ગીતડાં, કે સમાચાર સાંભળવામાં પ્રવર્તાવ્યા, તો સમજી રાખો એના પર અશુભ ભાવ ને અશુભ ધ્યાન પોષાવાના. એમ જીભને સારા મીઠા મનગમતા રસમાં લગાવ્યા કરો તો ભાવ મલિન રાગમૂઢ ને મોહમૂઢ પોષાવાના. પ્રશ્ન થશે કે,

પ્ર૦– રાગ કરીએ એમાં શું ખોટું થઈ ગયું? એમાં ક્યાં હિંસાનો જુઠનો ચોરીનો વિચાર છે?

ઉ૦– બસ, ભલભલા ધર્મી ગણાતા પણ અહીં અટકી પડે છે. એમને એ ભડક નથી થતી કે,

**જગતની ચીજ પર રાગ કરવો એ જીવનો મહાન ગુન્હો છે. શાથી?**

**રાગ એ મહાન ગુન્હો શાથી?: આત્માનું મમત્વ ભુલાવે માટે:–**

**જગતની ચીજ રાગ કરવા લાયક નથી;** છતાં રાગ કરવો એ ગુન્હો છે જેમ પરસ્ત્રી એ રાગ કરવા લાયક ચીજ નહિ, છતાં જો રાગ કરે તો ગુન્હો ખરો ને? બસ, સમ્યગ્દૃષ્ટિ આત્મા કે જેણે વિશ્વના તત્ત્વોનું સમ્યગ્દર્શન કર્યું છે, એ તત્ત્વોના સ્વરૂપને ઓળખીને આ સમજી શકે છે કે આત્માને માટે જગતની ચીજો એ 'પર' છે, પરસ્ત્રી જેવી છે; એના પર રાગ કરાય એ ગુન્હો છે.

પ્ર૦–પરસ્ત્રી પર રાગ એ ગુન્હો એવું તો દેખાય છે, પરંતુ જગતની ચીજ ઉપરના રાગને ગુન્હો કેવી રીતે સમજવો?

ઉ૦– આ સહેલાઈથી સમજાય એવું છે. પહેલું તો એક વાત એ નક્કી કરો કે આપણા આત્માનો ઉદ્ધાર કરવો હોય તો

**શું આપણા આત્મા પર મમત્વ કર્યા વિના એના ઉદ્ધારનો પ્રયત્ન થાય** તેમ એના ઉદ્ધારક પરમાત્મા ઉપર મમત્વ કર્યા વિના એમણે કહેલ ઉદ્ધારનો માર્ગ અપનાવાય? ના, સ્વાત્મા અને પરમાત્મા પર મમત્વ કર્યા વિના ઉદ્ધારના માર્ગે પ્રયત્ન જ ન થઈ શકે. ત્યારે, હવે જુઓ કે જો જગતની ચીજ પર રાગ કરવા ગયા તો ત્યાં આત્મા અને પરમાત્મા સહેજે ગૌણ થઈ જવાના, ભુલાઈ

જવાના, એની પરવા નહિ રહેવાની.

**જગતની ચીજનો રાગ આત્મા-પરમાત્માના મમત્વ પર ઘા કરે છે.**

કારણ? બહારની વસ્તુનો રાગ કાયા અને ઇંદ્રિયોના રાગને લીધે થાય છે, અને આપણે એ કાયાદિ તરફ ખેંચાયા એટલે આત્મા તરફથી ખસ્યા! ને પરમાત્મા ભૂલાયા! એટલે જ તો પરમાત્માની ભક્તિમાં પોતાનાં દ્રવ્યોનો અને તે પણ ઊંચા કિંમતી દ્રવ્યોનો ઉપયોગ નથી થતો ને? કેમ નહિ? એટલા જ માટે કે કાયા-કુટુંબ-ઇન્દ્રિયો-કીર્તિ વગેરે પર રાગ હોઇ એ માટે દ્રવ્ય જોઇએ ને? પછી પ માત્માની ભક્તિમા દેવાનું કયાથી હોય? કુટુંબ માટે દોઢ શેર દૂધ, શેર શાક વગેરે વગેરે લાવવા શક્તિ છે, ને લવાય છે, પણ પ્રભુભક્તિમાં પાશેર પણ દૂધ, પાંચ ફૂલ વગેરે કયાં છે? કાયાદિના રાગ પોતાના આત્માના રાગને દબાવે છે, તેથી પર્વતિથિ જેવા દિવસે ય સ્વાત્માને હિતકર ઘીત્યાગ, દૂધ-સાકર વગેરે વિગઈત્યાગ, કે ઉપવાસાદિ તપ કયાં છે? સારા ખાનપાનાદિમા આત્માનું ગમે તે થાઓ એનું પૂર્વનું પુણ્ય વટાવાઈ જાઓ અને પાપનાં પોટલા ખરીદાઓ, પણ કાયાદિની તુષ્ટિ-પુષ્ટિ બરાબર રહેવી જોઇએ,-આવી જાતની જીવનપદ્ધતિ ચાલી રહી હોય, એ શું સૂચવે છે?

**વિષયો અને કાયાદિ જગતની ચીજ પરના રાગમાં આત્મા-પરમાત્મા પરનો રાગ મમત્વ નહિવત્ બની જાય છે.**

તો કહો, પરનો જે રાગ આત્મા પરમાત્મા અને ધર્મને ભૂલાવે, એ ગુન્હો નહિ? એની પાછળ પોતાને કર્મની ભારે સજાઓ, દુઃખ-દુર્ભાગ્ય-દુર્ગતિની જેલ વગેરે આવીને ઊભું

રહે કે નહિ ?

(૨) જગતની ચીજ પર રાગ એ ગુન્હો શાથી ? એટલા માટે કે પછી એના ઉપર અઢાર પાપસ્થાનકનાં આચરણ ચાલે છે. કાયા અને એના સંબંધી બહારના બધા પદાર્થ, એ જગતની ચીજ છે. એ ગમ્યા એટલે તો એની ખાતર ષટકાય-હિંસા, આરંભસમારંભ, જૂઠ, અનીતિ, વિષય, પરિગ્રહ, ક્રોધ, માન વગેરે પાપસ્થાનકો સેવાય છે. દુષ્કૃત્યો આચરાય છે અને સુકૃતો આઘાં રખાય છે. તો કહો દુષ્કૃત્યો સેવરાવનાર જગતની ચીજનો રાગ એ ગુન્હો નહિ ? મોટો ગુન્હો.

ધર્મ સમજ્યાની, તત્ત્વ સમજ્યાની, પરીક્ષા અહીં થાય છે કે પહેલું તો 'જગતની ચીજ પર રાગ કરવો એ મોટો ગુન્હો છે, મોટું અપકૃત્ય છે,' એવું મનને બરાબર લાગે છે ખરું ? એ રાગ કરવામાં મન ભડકે છે ખરું ? ભય લાગે છે ? જો એ રાગ કરવામાં કશું ખોટું કર્યું એવું લાગતું નથી, તો પછી આગળ પાપસ્થાનકો-દુષ્કૃત્યો સેવવામાં બાકી કયાં રહેવાની ?

માટે જ આ નજર સામે બરાબર તરવરતું રહેવું જોઇએ કે,

**પોતાના જ આત્માને ભુલાવનારો, પરમાત્માને ભુલાવનારો, અને પાપસ્થાનકો આચરાવનારો એવો જે જગતની ચીજ પરનો રાગ, એ મોટો ગુન્હો છે, મોટી ભુલ છે, મોટું મૂળભૂત પાપ છે, અપકૃત્ય છે.**

(૩) અહીં એક વખત પણ જેલ અપાવનાર કૃત્ય એ ગુન્હો ગણાય છે, તો ભવાંતરે દુર્ગતિના અનેક ભવોની ભયંકર જેલમાં ખોસી ઘાલનાર રાગ એ તો મહા ભયંકર ગુન્હો ગણાય જ. એ રાગના લીધે જ જીવ અનાદિ અનંતકાળથી આ

ભવજેલમાં ફસેલો રહ્યો છે, અને હજી આ ઉત્તમ અવતારે પણ આત્માને ભવમાંથી છોડાવનાર દાન-શીલ-તપ વગેરે ઉત્સાહભેર આચરાતા નથી. ત્યારે સવાલ થાય,

**પ્ર૦-જગતની ચીજ પરનો રાગ કેમ હટે?**

ઉ૦-આ રીતે એ હટે, કે (૧) અંદરના પોતાના આત્માની ચિંતા આકર્ષણ ઊભાં કરાય, (૨) તારક પરમાત્મા પર અથાગ રાગ-ભક્તિ-બહુમાન ઊભા કરાય, (૩) પાપસ્થાનકમાં ભય અરુચિ ગ્લાનિ ઊભી કરવામાં આવે, અને (૪) દાનાદિ સુકૃત-સદાચરણનો ભારે રાગ ઝગમગાવાય.

---

## પ્રકરણ ૧૭. વલોપાત-આર્તધ્યાન કેમ મિટે?

વાત આ ચાલતી હતી કે વાણી વર્તાવ અશુભ ચાલવાના લીધે એમા રાગાદિ મલિન ભાવો પોષાય છે, અને એથી ચિત્ત દુર્ધ્યાન આર્તધ્યાનમાં પડે છે. વાણી-વર્તાવની ધ્યાન પર અસર પડે છે. રૂપાળી સ્ત્રીઓ પર આંખ ભટકાવ્યા કરવાથી મલિન ભાવો અને આર્તધ્યાન ચાલવાનાં; એથી ઉલ્ટું, પરમાત્મા અને સાધુ પુરુષો પર આખ લગાવ્યા કરવાથી શુભ ભાવો અને શુભ ધ્યાન ચાલશે. આ તો સામાન્ય નિયમ થયો કે શુભાશુભ વાણી-વર્તાવથી તેવા તેવા શુભાશુભ ભાવ અને ધ્યાન ચાલે છે, પણ વિશેષ અપવાદ આ છે કે આત્મા જો જાગ્રત્ હોય તો અનિવાર્યપણે કરવા પડતા સંસાર-વ્યવહારોમાં ય અંતરના ભાવ ઊજળા રાખી શકે, ધ્યાન શુભ પ્રવર્તાવી શકે. પૂછો,-

**પાપપ્રવૃત્તિમાં શુભ ભાવ-ધ્યાન કેવી રીતે રહે?**

આ રીતે, કે

(૧) પાપપ્રવૃત્તિની ઘૃણા રખાય,

(૨) વસ્તુતત્ત્વનો વિચાર જાગ્રત્ રખાય,

(૩) પરની વેઠ કરવામાં શરમ લાગતી હોય,

(૪) ટંકશાળી જિનવચન સતત નજર સામે રમતા રખાય,

(૫) આવી જ પાપપ્રવૃત્તિઓનાં કારણે પૂર્વના પોતાના દુર્ગતિના ભવોની વિટંબણા આંખ સામે દેખાયા કરતી રહે,

(૬) આત્મા પર થતી ખરાબ અસરોનો અત્યંત ખેદ રખાય,....

આવી આવી ચોકસાઈથી ભાવ અને ધ્યાન શુભ ચલાવી શકાય.

આ ચલાવવાનું જરૂરી એટલા માટે છે કે દિલના ભાવ અને ધ્યાનને કર્મબંધ સાથે સીધો સંબંધ છે. એના પર તરત જજમેન્ટ પડે છે કે કર્મ કેવાં બંધાશે,– શુભ કે અશુભ ?' આત્મા એક વસ્ત્ર સમાન છે, અને કષાયના ભાવ એ ચિકાશ રૂપે છે. વસ્ત્રની ઉપર તેલની ચિકાશ હોય તો વાતાવરણમાંથી તરત જ રજ ખેંચાયા કરવાની, ચોંટયા કરવાની. એમ કષાયના ભાવની ચિકાશને લીધે આત્મા પર કર્મરજ ખેંચાઈ ચોટયા કરે છે. જેવી ચિકાશ તેવો બંધ. ભારે ચિકાશથી ઘોર કર્મબંધ. એમાં ઉધારો નહિ. ભાવ થવાની સાથે જ બંધ. દિનભર અશુભ ભાવો અને અશુભ ધ્યાન ચાલ્યા કરતા હોય, તો દિનભર અશુભ કર્મો બંધાયા જ કરવાના. ત્યાં કોઈની શેહશરમ ન પડે, ઓઘો ( મુનિનું રજોહરણ ) અને ચોલ્લો બાજુએ રહી જાય; મંદિર અને ઉપાશ્રય કે ધર્મક્રિયા એમજ ઊભા રહી જાય; માનપત્ર ને મેળાવડા ય એમજ ચાલ્યા કરે અને જીવ અશુભ ભાવમાં ચડ્યો પાપકર્મો બાંધ્યા જ કરે, સમયે સમયે બાંધે.

મરુભૂતિ ક્યાં ભૂલ્યો ? :–

જુઓ, મરુભૂતિ એ પાર્શ્વનાથ તીર્થંકરનો જીવ હતો. જન્મે બ્રાહ્મણ છતાં જીવનમાં સુંદર શ્રાવકધર્મ પાળતો હતો, પરંતુ આયુષ્ય કર્મ બાંધવા ટાણે જ ભૂલો પડયો, તે આર્તધ્યાનમાં ચડયો, તો તિર્યંચગતિનું આયુષ્ય બાંધી મરીને તિર્યંચ થયો ! આમ જુઓ તો ગુન્હો ભાઈ કમઠનો એ મરુભૂતિની પત્ની સાથે પ્રેમમાં પડેલો. મરુભૂતિને એની જાણ થતા એણે રાજા દ્વારા શિખામણ અપાવવાનું કર્યું. પરંતુ શાંતિથી શિખામણ આપતા રાજા સામે ય કમઠ એલફેલ બોલ્યો, તેથી રાજાએ એને નગર બહાર કાઢી મૂકયો. એ રોષમાં તાપસ થયો. પાછળથી મરુભૂતિને પસ્તાવો થયો કે 'અરેરે ! મારા નિમિત્તે ભાઇ બિચારો કષ્ટમાં મૂકાયો,' તેથી પોતે એની ક્ષમા માગવા ગયો. કમઠને તો ભારે રોષ છે કે 'આ ભાઈએ જ મને આ કષ્ટમાં મૂકયો !' એટલે જેવો મરુભૂતિ એના પગમાં પડી માથું નમાવી હૃદયથી ખમાવે છે, કે તરત કમઠે પાસે પડેલી પત્થરની શિલા એના મસ્તક પર પછાડી. અહીં મરુભૂતિનું સુંદર શ્રાવકધર્મનું પાલન બાજુએ રહી ગયું, અને શિલાના આઘાતથી વેદનાના આર્તધ્યાનમાં મરીને ગયો વિંધ્યાચળની અટવીની હાથણીના પેટમાં હાથી તરીકે ! પાપબંધ અને દુર્ગતિને સારા શ્રાવકની પણ કયાં શરમ રહી ? જંગલી તોફાની હાથીનો અવતાર મળ્યો !

પ્ર૦–તો શું અહીં કરેલો ધર્મ બધો નકામો ?

ઉ૦–ના, નકામો નહિ, એના રુડા ફળ હવે આગળ જોવા મળશે. મરુભૂતિના એવા મૃત્યુથી રાજાને વૈરાગ્ય થઇ ગયો, ચારિત્ર લઈ ભારે તપ–સ્વાધ્યાય–ધ્યાનમાં ચડયો, ને અવધિજ્ઞાન (દિવ્યજ્ઞાન) ઉપાર્જ્યું ! એકવાર કોઈ સાર્થની સાથે

રાજર્ષિ એ જ જંગલમાંથી પસાર થઇ રહ્યા છે, ને હાથી ત્યાં સાર્થની સામે તોફાને ચડયો. લોકોની ભાગાભાગ થઇ, પણ રાજર્ષિ અવધિજ્ઞાનથી એને ઓળખી દયાથી ત્યાં જ ઊભા રહી ગયા. એમની પાસે આવતાં હાથી નરમઘેંસ! રાજર્ષિએ ૨–૩ વાર કહ્યું, 'બુજ્ઝ બુજ્ઝ મરુભૂતિ!' એ સાંભળતાં હાથીને પૂર્વજન્મનું સ્મરણ થયું, નમી પડયો, સમ્યકત્વ સહિત શ્રાવકનાં વ્રત લીધાં!

હવે જુઓ ધ્યાનનો ચમત્કાર. હાથી વ્રતો પાળે છે. એમાં એકવાર તરસ્યો થયેલો, એ કાદવિયા તળાવમાં પાણી પીવા જાય છે, પણ ત્યાં ઊંડી ગારમાં ખૂચી ગયો, નીકળી શકતો નથી. પેલો કમઠ મરીને અહીં જળચર સર્પ થયેલો, તે આવીને વૈરના સંસ્કારથી હાથીના મસ્તક પર ચડી જઇ ડસ મારે છે. કારમી પીડા ઊપજી! પરંતુ હવે તો પૂર્વભવે વેદનામાં ધ્યાન બગાડયાનું ફળ આ તિર્યંચગતિ નજર સામે છે, એટલે વેદનામાં આર્તધ્યાન ન કરતાં કર્મવિપાકનાં ધર્મધ્યાનમાં ચડે છે!–'અહો! આ પીડા એ તો મારાં જ પાપ કર્મનો ઉદય છે. તો દ્વેષ પાપ પર કરું, બિચારા સર્પ પર શો દ્વેષ કરવો? કર્મના વિપાક અકાટય છે, અવશ્ય ભોગવવાં પડે છે. પરંતુ એ કર્મો મેં જ ભૂલ કરીને ઉપાર્જેલાં છે, તો મારે ભોગવવા જ જોઇએ. તેમજ એ ભોગવવાથી કર્મકચરો સાફ થાય છે, તો ખેદ શા માટે કરું?'....એમ કર્મવિપાકનું ધર્મધ્યાન પકડી રાખ્યું, અને મરીને એ દેવલોકમાં જન્મ્યો!

મરણાન્ત કષ્ટ બંને ભવમાં આવ્યું, પરંતુ ક્રમશઃ અશુભ અને શુભ ધ્યાન પર તિર્યંચગતિ અને દેવગતિ મળી. ધ્યાનનો આ ચમત્કાર છે કે,

**અશુભ ધ્યાન માનવ જેવાને ય તિર્યંચ બનાવે! ત્યારે શુભ ધ્યાન તિર્યંચને ય દેવ બનાવે!**

માટે કદી ય ધ્યાન બગાડવું નહિ, પછી ભલે બાહ્ય સંયોગો ગમે તેવા બગડયા હોય, પ્રસન્નચંદ્ર રાજર્ષિની આરાધના-ગાડી મોક્ષ તરફ ધપી રહી હતી, પરંતુ ધ્યાન બગાડયું તો નરકનાં ભાતા ભેગા કરવા માંડયા, અને જ્યાં ધ્યાનમા સુધારો કર્યો, પશ્ચાત્તાપના ધોધમાં નાહ્યા, તો સ્વર્ગના પુણ્ય ને યાવત્ કેવળજ્ઞાન ઉપાર્જ્યું. બગડવામાં નિમિત્ત હતું માત્ર અમુક શબ્દ–શ્રવણ; શબ્દ–સંયોગ. પણ તેની ચિંતા પરવા જ્યાં મૂકી કે ધ્યાન સુધરવા માંડયુ

**બાહ્ય સંયોગને મહત્ત્વ ન આપો તો આર્તધ્યાનથી બચાય. આર્તથી બચવાની આ ચાવી,–બાહ્યને અકિંચિત્કર લેખવા.**

આ જગતના જીવનમાં ઇષ્ટ કે અનિષ્ટ સંયોગ તો મળતા રહેવાના, પરંતુ જો એને મહત્ત્વ આપ્યું અને એના પ્રત્યે રાગ–દ્વેષમાં એવા ચડયા કે–'આ ઇષ્ટ મળે તો સારું, મળેલા ટકી રહો, અનિષ્ટ ન આવો, આવેલા જાય તો સારું,' આવી અર્તિમાં યાને પીડામા પડયા કે આર્તધ્યાન લાગ્યુ. અર્તિમાંથી થાય તે આર્તધ્યાન એટલે મનનુ પ્રણિધાન, મનની ચોંટ, મન તન્મય કે કેન્દ્રિત એ અર્તિવાળુ માટે આર્તધ્યાન કહેવાય. ઇષ્ટનુ ય આર્તધ્યાન અને અનિષ્ટનુ ય આર્તધ્યાન; માત્ર રાગ કે દ્વેષથી મન એના પર કેન્દ્રિત થવુ જોઇએ, મન તન્મય થાય, મનની ચોટ એના પર લાગે, એટલે આર્તધ્યાન ઊભુ થયુ જ સમજો ખૂબી પાછી એ, કે એ વર્તમાન અંગે થાય, એમ ભૂતકાળની અને ભવિષ્યકાળની વસ્તુ અંગે પણ થઇ શકે.

**ભૂત-ભવિષ્યના આર્તધ્યાન:-સંયોગની એકરસતા ભૂંડી.**

ત્યારે વિચારો કે સંસારમાં રહેલા અને અજ્ઞાનતાથી ઇષ્ટ-અનિષ્ટ સંયોગમાં, દૂધમાં સાકરની જેમ, એકરસ થઈ ગયેલા જીવને કેટલી કઠણાઇ છે! જીવની સંયોગમાં એકરસતા ભૂંડી. એ બિચારો ભૂતકાળના કે ભવિષ્યના બનાવો અંગેના પણ આર્તધ્યાનથી બચી શકતો નથી! બની ગયેલી વાત અંગે વર્તમાનમાં છે કાંઈ લેવા-દેવા? ના, કશી નહિ, પણ ભલેને ન હોય લેવા-દેવા, તો ય રાગ-દ્વેષના લીધે ઇષ્ટ-અનિષ્ટ ગમતા-અણગમતાની કલ્પનાવાળું મન જંપીને બેસતું નથી; અતીતના આર્તધ્યાનમાં ચડે છે! દા. ત. મનને એમ થાય કે "પૂર્વે નોકર સારો મળ્યો હતો, કિન્તુ એ દેશમાં ચાલી ગયો. ન ગયો હોત તો ઠીક રહેતું." હવે કહો આ ભૂતકાળની ઘટનાને હાલ શું લાગેવળગે છે? નોકર કાંઇ આ વિચારવાથી આવવાનો નથી, છતાં એ ઇષ્ટના અવિયોગનું આર્તધ્યાન કર્યા વિના નથી રહેવાતું. એમ ● 'પહેલાં, બીજું બધું તો ઠીક મળેલું, પરંતુ એક સારો નોકર જો મળી ગયો હોત તો ઠીક રહેત.' આ પણ ભુતકાળના **ઇષ્ટ સંયોગ** અંગે આર્તધ્યાન છે. એવું ભૂતકાળના અનિષ્ટના વિયોગ કે અસંયોગ અંગે પણ બને. દા. ત. ● 'પૂર્વે નોકર ખરાબ મળેલો, પરંતુ એવો કે એ ચિટકી પડેલો, ખસે જ નહિ. ટળ્યો હોત તો સારું રહેત;' અથવા 'નોકર દેશમાં ગયેલો. પણ પાછો આવ્યો, ન આવ્યો હોત તો ઠીક રહેત.' અત્યારે એને કોઇ સંબંધ નથી, છતાં યાદ આવવાથી મન આર્તધ્યાનમાં પડે છે. ● 'નાનપણમાં મા મરી ગયેલી, ન મરી હોત તો આપણે સારું રહેત.' અત્યારે આ વસ્તુને શો સંબધ છે? કશો નહિ.

મરેલી માં કાંઈ પાછી આવે એમ નથી. પણ ભૂતકાળના ય ઇષ્ટના અવિયોગનું આર્તધ્યાન રાંક જીવ અત્યારે ય કરે છે.

**માનવજીવન અને માનવમનથી આ જ કરવાનું? : ઈષ્ટ-અનિષ્ટ કેટલાં? :-**

આમ વર્તમાન, ભૂત કે ભવિષ્યના ઇષ્ટસંયોગ કે અનિષ્ટ-વિયોગ, ઈષ્ટ ટકાવ કે અનિષ્ટ અનાગમન અંગેનાં આર્ત-ધ્યાન જો થતા રહે છે, તો એ માપ કાઢો કે દિવસભરમાં અને રાત્રિના નવરા પડયા પડયા કેટલી રકમનાં આર્તધ્યાન થયાં કરે છે? મોંઘેરા માનવજીવન અને માનવમનથી આ જ કરવાનું? પહેલુ તો એ તપાસો કે જીવને ઈષ્ટ-અનિષ્ટ કેટલાં? એક મોટું લિસ્ટ કર્યે ય નહિ પહોંચાય. ઇષ્ટ માનેલી એકેક વસ્તુમાં ય અનેકાનેક ઈષ્ટાનિષ્ટ હોય છે. સાફ ધોયેલું કપડું પહેરવા લીધું એ ઇષ્ટ છે. પરંતુ નવા કરતાં આ વપરાયેલાની સફેદાઈ અનિષ્ટ લાગશે. એમાં કયાંક બરાબર ઈસ્ત્રી ને કયાંક નહિ. વાળવામાં રહી ગયેલ કયાંક ગફલત, સીવવામાં કયાંક ઠીક કયાંક નહિ, કપડાનું પોત, રંગ, મુલાયમતા યા અક્કડતા, પ્રમાણમાં માપસરતા કે નહિ, કયાં ય ડાઘ નહિ તો કયાંક ડાઘો,....વગેરે વગેરે કેટલું ય ઈષ્ટ-અનિષ્ટ લાગે છે! આ હિસાબે જીવનપ્રસંગમાં આવતી ઢગલાબંધ વસ્તુઓમાં ઈષ્ટ અનિષ્ટનાં માપ ગણ્યા નહિ ગણાય. બસ, મનને રાગ-દ્વેષવશ ઇષ્ટ-અનિષ્ટ લગાડયા એટલે હવે 'એ આવો, જાઓ, ટકો, ન આવો,' એવા ભાવ થયા જ કરવાના! એમાં જ્યાં ક્ષણ પણ મન સ્થિર થયું કે એ આર્તધ્યાન બની ગયું. ત્યારે એકેક દિવસમાં ઢગલાબંધ ઇષ્ટ-અનિષ્ટ બનવાની

અપેક્ષાએ આર્તધ્યાન કેટલાં? અરે! પોતાના જીવનને જરાય નહિ સ્પર્શનારી એવી માત્ર નજરે ચડતી, કે છાપામાં વાંચવા મળતી, યા સાંભળવામાં આવતી બહારની વસ્તુ અંગે પણ વારંવાર આર્તધ્યાન આવી જાય છે. ત્યારે આર્તધ્યાનનું ફળ? સમયે સમયે તિર્યંચગતિને યોગ્ય અનેકાનેક ઢગલો અશુભ કર્મ જ બાંધ્યા કરવાના ને? સવારથી સાંજ પડયે એવા કેટલીવાર અને કેટકેટલા કર્મબંધ? ફરીથી યાદ કરો, '**ઉત્તમ માનવજીવન અને માનવમનથી શું આ જ કરવાનું?**'

**જીવના વલોપાત :-**

વલોપાતિયા અજ્ઞાની મૂઢ મૂર્ખ જીવને ભાન નથી કે 'કશી જરૂર વિના ફોગટિયાં આર્તધ્યાનથી હું અશુભ કર્મોને નોતરું છું!' ધોયેલું કપડું પહેરવા કાઢયું ત્યાં મનને થાય છે,- 'ઇસ્ત્રી બરાબર નથી થઇ.' ઇસ્ત્રી બરાબર છે તો એમ વિચારે છે, 'ચળકી સફેદાઈ કયાં છે?' બૂટ પહેરવા લીધા તો લાગે છે,- 'પોલીશ બરાબર નથી: આ કેમ ચાલે?' આવા ને આવા કેટલાય વલોપાત કરનાર જીવને દેહરામાં ઘાલો તો ત્યાં ય એનું ચિત્ત શાંત રહે? ત્યાં ય આર્તધ્યાનથી બચે? તમે કહો છો ને કે 'અમને દેરાસરમાં, ક્રિયામાં, નવકારવાળીમાં, ચિત્ત કેમ સ્થિર નથી રહેતુ?' કયાંથી રહે? બહારમાં વલોપાત અને આર્તધ્યાનના ખૂબ અભ્યાસથી એના જાલિમ સંસ્કારોથી વાસિત બનેલું મન એ સંસ્કારોવશ એવા વલોપાતિયા વિચાર કેમ ન કરે? દેરાસરમાં, માળા ગણવામાં, ધર્મક્રિયા કરવામાં, વીતરાગદેવનું સ્વરૂપ, પંચપરમેષ્ઠીનું સ્વરૂપ, ક્રિયાના મહા-મર્મ, વગેરેમાં ચિત્તને ઓતપ્રોત કરવું નથી, પછી ત્યાં ય

જડ ઇષ્ટ અનિષ્ટ કલ્પનારું મન આર્તધ્યાનમાં કેમ ન પડે? માટે બહારના વલોપાત ઓછા કરો. ત્યારે સવાલ થાય કે

## બહારની ચિંતા-વલોપાત શી રીતે ઓછા કરવા?

(૧) એ માટે પહેલું આ કરવું પડશે કે બહારના ઇષ્ટ-અનિષ્ટ, ગમતા-અણગમતા પદાર્થ પર રાગદ્વેષ ઓછા કરવા. 'રાગદ્વેષ કાંઇ કર્યા થાય છે? એ તો એમજ સહેજે થઈ જાય છે,'-એવું કહેતા નહિ, કેમકે રાગાદિ એ કાંઈ આત્માનો સ્વભાવ નથી. સ્વભાવ હોય તો તો (૧) એમાં પલટા થાય નહિ કે રાગ મટીને દ્વેષ, ને દ્વેષ મટીને રાગ, તેમ (૨) મહાત્માઓને રાગાદિ ઓછા થતા દેખાય છે તે ન બને, ત્યારે (૩) રાગ ન મટતો હોય તો મોક્ષ તો થાય જ શાનો? વળી આપણને હમણાં એક વસ્તુ પર રાગ હતો તે મટીને એના પર જ દ્વેષ થાય છે. જો રાગ એ સ્વભાવ જ હોય તો ફેરફાર શાનો? મહાવીર પ્રભુ વીતરાગ હતા એવું માનો છો? જો હા, તો એમનો રાગ સ્વભાવભૂત હોત તો કેમ ઉડત? એ સ્વભાવ નથી. હા, અનાદિના ચાલ્યા આવે છે માટે સહેજે ઊઠતા દેખાય, ને લાગે કે અમારે રાગનો સ્વભાવ છે.

**રાગદ્વેષ કેમ દબાવાય?:-**

પરંતુ જો (૧) એના પર સાચી સમજ, (૨) પરલોકનાં એનાં નુકસાનનો ભય, તથા (૩) જીવની એથી વર્તમાનમાં ય થતી કંગાળદશાની ઘૃણા વગેરે ઊભી થાય, ને પંચ પરમેષ્ઠીને નજર સામે લવાય, તો એ રાગદ્વેષને દબાવવા સહેલા છે.

**રાગમાં ઘૃણાનું દૃષ્ટાન્ત:-**

એક માણસને બે પત્ની, પણ નવી પત્નીના કહેવાથી

જુનીને જુદું રસોડું આપ્યું. એકવાર એ ભાઈ બહારગામ ઉઘરાણીએ ગયેલો, ને મોડો બપોરે આવ્યો. જમવાનું માગે છે ત્યારે નવી રોફ–રુવાબથી કહે છે, 'અત્યારે જમવાનું? અહીં તો રસોડું સાફ થઇ ગયું.' પેલો કહે, 'પણ તે ભૂખ્યો રહું?' 'ના, જુઓને કોક વાર તમે કહો છો ને મારી જુનીની લાગણી–કાળજી સારી? તો જાઓ એ જમાડશે' પેલો ગયો જુની પાસે, જુનીએ એને આવકાર્યો-વધાવ્યો, જમવા બેસાડયો. પરંતુ આ ભાઈને ભાવતું નથી, તે મોં બગાડીને કહે છે, 'આ શું આવડે છે તને રાંધવાનું? રસોઇમાં કશો માલ નથી. જા નવીના હાથનું કાંક શાક–બાક લઈ આવ તો આ ગળે ઊતરે.'

જુની આવીને નવીને વાત કરીને કહે છે, 'કાંઇક તારા હાથનું શાક જેવું હોય તે આપ.' પેલી કહે, 'અહીં તો કાંઇ છે જ નહિ.' 'અરે! ન હોય તો કરી આપ. આ એમને રોટલો ગળે નહિ ઊતરે.' ત્યારે નવી છણછણ કરતી ઊઠીને ગઈ પાછલી વ ડીમાં. ત્યાં વાછડીનું દાણાવાળું છાણુ લઈ આવી! કડછીમા એને તેલથી વઘારી મસાલો નાખીને આપ્યું! જુની ચમકીને કહે, 'અરે ઘેલી! ધણીને આવું તે ખવડાવાય?' ત્યારે આ કહે, 'તું તારે લઇ જા ને ન ખાય તો મારું નામ કાઢી નાખજે.'

જુની એ લઈ ગઈ, આપ્યું, પેલો મૂઢ એને રોટલાના બચકા પર મૂકી મૂકી હોશે હોશે ખાય છે! ખાઇને પછી કહે છે, 'જોયુ? આનું નામ રસોઈ કહેવાય. કેવું સરસ શાક? તને ભઠ્ઠીને શું આવડે છે?' ત્યારે જુની કહે, 'હવે કહું તમે શું ખાધું? આ શાક નહિ પણ વાછડીનું છાણુ એણે રાંધી આપ્યું. મેં ના કહી, તો કહે તું તારે જોને, એ ખાય છે કે

નહિ.' ત્યારે આ ભાઈ ચોંકયા, 'હેં? નવીનું આટલું ઘમંડ? મને એણે છાણ ખવરાવ્યું? પણ એનો શો વાંક? વાંક મારો કે એના પર રાગમાં આંધળો થયો.' એમ એને રાગ કરવા પર ઘૃણા થઈ, તો તરત નવી ઈષ્ટ મટીને એના પરનો રાગ ઓછો થઈ ગયો. વલોપાત ટાળવા માટે આ પહેલો ઉપાય, ઈષ્ટ-અનિષ્ટ માનવું મૂકી એના પર રાગ-દ્વેષ ઓછા કરતા ચાલો. એ ઓછા થતાં મન બહારમાં ઓછું જશે.

(૨) નિરર્થક વિચારો રોકવા બીજો ઉપાય આ છે કે મન પર કાબૂ રાખો. મન બહારમા રખડવા જાય, ખોટી ચિંતા કરવા માડે કે તરત અંદરથી મનને કડક હુકમ કરો કે 'નાદાન! આ શું માડયું? બંધ કર આ જોવા વિચારવાનું પરમાત્મા મહાવીર પ્રભુનો ૧૬ મો વિશ્વભૂતિનો ભવ વિચાર' આમ હુકમ કરી એ વિચારવાનુ શરુ કરવાનું. એવું બીજું ય વિચારી શકાય, છેવટે કહિયે એને- '૧૨ નવકાર ગણ' એમ કહી ગણતરીબંધ ૧૨ નવકાર ચોકખા ગણવા માડો. એમ ધ્યાનથી ગણવા જતાં બીજા વિચાર અટકશે 'આપણો આત્મા માલિક છે, ને મન બાહ્ય ઇંદ્રિયોની જેમ આપણા તાબાની વસ્તુ છે, આપણે ચલાવીએ તેમ એ ઇંદ્રિય-વાણી-મન ચાલે,' એવો ભાવ ઊભો કરવાથી મન પર કાબુ આવશે.

(૩) વિકલ્પો-વિચારો-વલોપાતથી બચવા ત્રીજું આ જરૂરી કે બહારનાંને મહત્ત્વ ન આપવું. બહારનું તો નાશવંત છે, આવ્યું-ગયું છે, ત્યારે આત્મા અને એનો ઉદાસીન ભાવ વગેરે સંપત્તિ તો અવિનાશી છે અવિનાશી આત્માએ નાશવંતનું મહત્ત્વ શું આંકવુ? મનમા એક જ ભાવના રમ્યા કરે કે "આ બહારનું બધુ તુચ્છ છે, 'કુછ નહિ' છે." ગરીબ માણુસ પાડોશીને ત્યાં ઊડતા ઘી-કેળાંને કુછ નહિ ગણે તો જ સુખે ખાઈ-પી-રહી શકે. રોજ વિચારવું

કે 'આ બાહ્ય જડને મહત્ત્વ આપી આપીને તો અનંતાકાળથી ભવાટવીમાં ભટકતો રહ્યો છું. હવે એ ધંધો ન ખપે.' રામચંદ્રજીએ રાજ્યાભિષેકને મહત્ત્વ આપ્યું હોત તો વનવાસ કયાંથી સ્વીકારી લેત ?

**દુનિયાના બધા ઝગડા જડને મહત્ત્વ આપવામાંથી ઊઠે છે.**

**એ મહત્ત્વ આપવાનું બંધ થાય તો ઝગડા અને જડના વિચારો તથા વલોપાત ઓછા થઈ જાય.**

(૪) વલોપાતનું એક કારણ ઇષ્ટ વસ્તુ ગમે છે, અનિષ્ટ ગમતી નથી એ છે. માટે હવે ઊલટો રસ્તો લેવો. ઇષ્ટને અનિષ્ટ માનવું, ને અનિષ્ટને ઇષ્ટ માનવુ. આ જરા અઘરુ છે, પરંતુ એમાં તાત્ત્વિક સમજ ઘાલીએ એટલે સહેલું થાય. દા. ત. કોઈની બંગલો–મોટર–કમાણી–ઠકુરાઇ જોઈ મન લોભાયું, એ ઇષ્ટ લાગ્યું, ત્યા વિચારાય કે 'અરરર! આ કેટલા મોટા રાગનું સાધન! કેવા મહા આશ્રવ યાને પાપબંધના કારણ? આ જીવ બિચારો એમા કચરાઇ જશે!' અથવા 'આ સોનેરી માલ કેવો ભગવાનને ભૂલાવનારો! સત્સંગને ને ધર્મને કેવો ભૂલાવનારો! એથી ઉત્તમ માનવભવનું એમાં કેવું લીલામ?' અથવા 'આ પૈસા મોટર બગલા પાછળ કેવા ધૂમ પાપાચરણ? કેટલા ઘમંડ? કેટલી સુખશીલતા? કેવા મહા આરંભ–જૂઠ–માયા–પ્રપંચ?' આમ તત્ત્વથી વિચારવાથી ઇષ્ટ એ અનિષ્ટ લાગવાના. એમ અનિષ્ટ ગરીબી વગેરેમાં એ બધા દોષો નહિ, ને દેવ–ગુરુ–ધર્મની વિશેષ સગાઇ, તેથી ઇષ્ટ લાગવાની. આમ ઇષ્ટ ને અનિષ્ટ અને અનિષ્ટને ઇષ્ટ માનવાથી વલોપાત ઘટી જશે.

(પ) એક ઉપાય આ પણ છે કે ઇષ્ટને અનિષ્ટ માનવાથી ખસ નથી કરવાનું, પરંતુ ઇષ્ટની પ્રવૃત્તિ ઓછી કરતા ચાલવું

જોઇએ. બે મિનિટ બેઠા ન બેઠા ને પગ લાંબા કરવાનું ને ડાફોળિયાં મારવાનું મન થતું હોય, એમ નવરા પડયા વાતો કરવાની ખણુજ રહેતી હોય, બજારમાં નીકળ્યા જે તે જોવાનું દિલ થતું હોય,.... ઇત્યાદિ ઈત્યાદિ બધું ઇષ્ટ કહેવાય. એમાં હવે કાપ મૂકતા ચાલવાનું, એ પ્રવૃત્તિ ઓછી કરતા રહેવાનું, એના પર અંકુશ જ મૂકી દેવાનો.

(૬) ઇષ્ટની પ્રવૃત્તિ ઓછી કરતા ચાલો. દા. ત. ભાણા પર ચાર ચીજથી ચાલે એવું છે, તો વધારાની પીરસાયેલી ચીજ કાઢી નાખો, ન લો... એમ, અમસ્તા હરવા-ફરવા-મળવાનું બંધ કરો... દુનિયાનું જાણવાની આતુરતા જ ન રાખો.. .ડાફોળિયાંને બદલે આંખ મીંચી પ્રભુ દેખો.

**સમજી રાખો, વધુ જરૂરિયાત અને વધુ સગવડમાં આર્તધ્યાનને વધુ અવકાશ રહે છે.**

જેણે સગવડ ઓછી કરી. જરૂરિયાતો ઘટાડી, ઈષ્ટ કાપ્યાં, એણે એ વધુ ઈષ્ટના નિમિત્તે થતા આર્તધ્યાનને અટકાવ્યાં.

(૭) આર્તધ્યાન-વલોપાત અટકાવવા એક ઉપાય એ, કે સંસારની અસારતા અને નિર્ગુણતા ખૂબ ખૂબ અને ભિન્ન ભિન્ન રીતે વિચારતા રહો. સંસારની એકેક બાબતમાં રહેલી અસારતા-નિર્ગુણતા શોધો, ને એને હૃદયમાં ખૂબ ઠસાવો. પછી એમાં સારો વેપાર, સારા પૈસા, સારું સેવાકારી કુટુંબ, વહાલી પત્ની, પ્રતિષ્ઠા, જડ ચીજવસ્તુ; વગેરે વગેરે જે કાંઇ સંસારના ઘરનું છે એ દરેકે દરેકમાં ભારી અસારતા અને નિર્ગુણતા ભાવવાની. પ્રશ્ન થશે કે

**સંસારના ઘરની વસ્તુ અસાર કેમ? કારણ આ,-**

(૧) એ જ પરમાત્માને ભૂલાવે છે, પરમાત્માની સારા પૈસા-શક્તિ-સમય ખર્ચીને સારી પૂજા કરવાનું એ ભૂલાવે છે.

કેમકે એ બધું મનને સંસાર નભાવવા માટે જરૂરી મનાવે છે.

(૨) સંસાર જ અનેક પ્રકારના લોભ, રાગ, ક્રોધ, માન વગેરે દોષો સેવરાવે છે

(૩) સંસાર જ હિંસા, જૂઠ વગેરે દુષ્કૃત્યો સેવરાવે છે.

(૪) સંસારના જ યોગે અઢળક વલોપાત અને આર્તધ્યાન થાય છે

(૫) સંસારમાં જ અશુભ કર્મો ઢગલાબંધ બંધાય છે.

(૬) છેવટે, અંતસમય આવતાં સંસારની જ બધી વસ્તુના રાગના લીધે દુઃખનો પાર નથી રહેતો

આમ સંસારની વસ્તુએ વસ્તુની અસારતા ખૂબ ખૂબ વિચારી હોય, તો એ આઘી પાછી થવામાં વલોપાત નહિ થાય.

**અસારના શા વલોપાત કરવા? વલોપાત નહિ તો આર્તધ્યાન નહિ થાય.**

**આર્તધ્યાન અટકાવવાનાં સાધન :–**

(૧) ઈષ્ટાનિષ્ટના ઓછા રાગદ્વેષ, (૨) મન પર કાબુ, (૩) નાશવંતનું મહત્ત્વ ન આંકવુ, (૪) ઈષ્ટને અનિષ્ટ માનવું, અનિષ્ટને ઇષ્ટ, (૫) ઇષ્ટની પ્રવૃત્તિ ઓછી કરવી, અને (૬) સંસારની દરેકે દરેક વસ્તુની અસારતા ભાવવી.

આ બધું કરતા રહેવાથી આર્તધ્યાન ઓછાં થાય, અને પછી ધર્મપ્રવૃત્તિ વખતે એ બહુ ન પીડે, તેથી શુભ ભાવમાં ચિત્તની સ્થિરતા રહે. એ શુભમાં સ્થિરતા રહે તો જ ધર્મ સાધ્યાનું સુંદર ફળ આવે, ભવની મંજીલ કપાય.

**શુભ ભાવની સ્થિરતા વિના ક્રિયા એકલી બિચારી શું કરે?** ધર્મક્રિયા તો મનને શુભ ભાવમાં રાખવાનું પરમ સાધન છે. પણ પેલાં આર્તધ્યાન શુભ ભાવને

શાના ટકવા દે? આવું ચલાવ્યે રાખવામાં જીવની કેવી કંગાળદશા! કેવી સત્ત્વહીનતા! કેવી બુદ્ધિહીનતા!

**(૧) જીવ કંગાળ છે કે એ નાની નાની ઇષ્ટ-અનિષ્ટ વાતોને મહત્ત્વ આપે છે;**

**(૨) જીવ સત્ત્વહીન છે તુચ્છના વલોપાતને અટકાવી નથી શકતો;**

**(૩) જીવ બુદ્ધિહીન છે કે એ વલોપાતનાં નુકસાનને સમજતો નથી, ને એ વલોપાત જતો કરવાની એને આવડત નથી.**

ઇષ્ટ-અનિષ્ટ તો લલાટ સાથે લખાયેલાં છે. એટલે એનાં આર્તધ્યાન ઊઠતાં જ સાવધાન થવું જોઇએ, વિચારવું જોઇએ કે,

**પ્રેરક વિચારણા :-**

**'આવી અસાર વસ્તુની ફજુલ ચિંતાથી મનને કાળું મેશ કરવા માટે મન નથી મળ્યું.**

**પશુઓ અને અનાર્ય મનુષ્યો કરતાં વિશિષ્ટ કોટિનું મન મળ્યું છે તે, અવિનાશી પરમાત્માને સોંપવા માટે, મળ્યું છે.**

તુચ્છ અને નાશવંત જડ વસ્તુને તો પશુઓ અને અનાર્યો મન સોંપે. મારું મન તો તત્ત્વજ્ઞાનના રોપાઓ માટેનું ઉદ્યાન છે, આર્તધ્યાનનો ઉકરડો નહિ. માટે આર્તધ્યાન આવતાં જ ઇષ્ટને પડકાર કરું કે 'તારામાં ખરેખર મનગમતું છે જ શું? કશું જ નથી;' ને અનિષ્ટને કહું કે 'તું કાંઈ મારું બગાડી શકે એમ નથી.'

નાની વાતને મહત્ત્વ આપવાની કંગાળિયત, વલોપાત કરવાની નિઃસત્ત્વતા, ને વલોપાતનાં નુકસાન ન સમજવાની મૂર્ખતા હું ન કરું.'

વેદનાનાં આર્તધ્યાનમાંય સાવધ થઈ એ આર્તધ્યાનને હટાવવાનું. દવાની, ડાકટરની, પથ્યની, હવાની બહુ ચિંતા નિષ્ફળ છે; અને રોગની પીડાની હાયવોય નકામી છે. ચિંતા–હાયવોયથી કાંઈ સરતુ નથી. ફોગટ આર્તધ્યાન થઇ તિર્યંચગતિનાં પાપોનું ઉપાર્જન થાય છે. સારો ધર્મિષ્ઠ પણ જીવ આર્તધ્યાનમાં મરે તો એકવાર તો દુર્ગતિમાં ચાલ્યો જાય છે. જુઓ અહીં જરા ફરીવાર મરુભૂતિનો પ્રસંગ તપાસીએ. કંટાળશો નહિ, તીર્થંકરદેવનાં ચરિત્ર વારંવાર યાદ કરવા ગમે. આપણા પોતાનાં ગુણગાન વારંવાર સાભળવા ગમે છે ને ? પણ એ તો પાપ બંધાવે છે. પ્રભુનાં વારવાર ગુણગાનથી કર્મક્ષય થાય છે.

પાર્શ્વનાથ ભગવાનનો જીવ મરુભૂતિ એટલે ? સુંદર શ્રાવકનાં વ્રતો પાળનારો, ધાર્મિક જીવન જીવનારો, ને પવિત્ર વિચારોમાં રમનારો ! ઉપરાંત દુષ્ટ ભાઇ કમઠના દુરાચાર અને ઉદ્ધતાઇ પર રાજાએ એને નગર બહાર કર્યો, તો 'એના કષ્ટમાં પોતે નિમિત્ત બન્યો એ ખોટું થયું' માની એની ક્ષમા માગવા જનારો !.... વિચારો, એ કેટકેટલો ઊંચો જીવ ! કેવો આદર્શ ધર્માત્મા શ્રાવક ! એની દુર્ગતિ થાય ? ના, ઊંચી સદ્ગતિ જ થાય. છતાં જ્યાં એ કમઠના પગમાં પડી ક્ષમા માગે છે ત્યાં કમઠે રોષથી એના માથા પર પત્થરની શિલા ઝીકતાં ભારે વેદનામાં એ ધર્માત્મા મરુભૂતિ આર્તધ્યાનમાં પડ્યો, 'અરે !

હું આને ખમાવું છું. ને આ મને મારી નાખે છે? હાય કેવી પીડા!' તો એ એવા આર્તધ્યાનમાં મરીને ત્યાંથી અટવીની હાથણીના પેટે હાથી તરીકેનો અવતાર પામ્યો ને? તીર્થંકરનો જીવ છે, વર્ષોનો ધર્માત્મા છે, છતાં દુર્ધ્યાનને કોઇ શરમ પડે છે? ના, વિના શરમે એ દુર્ધ્યાને એને ઉંચકીને સદ્ગતિમાંથી ભ્રષ્ટ કરી દુર્ગતિમાં પટકયો! જીવનમાં, જો એકવાર પણ આવું દુર્ધ્યાન-હાયવોય કર્યાનું આ ફળ, તો જીવનભર એવું કર્યે જનારની કઇ દશા? પછી ત્યાં બચાવ કરાય કે 'સંયોગો એવા મળે ત્યાં એવું થાય એમાં અમારો શો વાંક? અમે શું કરીએ? તો એવો બચાવ કામ લાગે એમ છે? કર્મ તો જાણે કહે છે,-'બીજાના વાકે પણ તેં કેમ આર્તધ્યાન કર્યું? આર્તધ્યાન એ ગુનો છે, એ તારા ગુનાની સજા તું લઈ લે, પેલાને એના ગુનાની સજા મળશે, પણ તું તો તારી સજા ભોગવ' એ સૂચવે છે કે

**બીજાના વાંકે પણ આપણને આપણું મન બગાડવાનો અધિકાર નથી.** મન બગાડયું ત્યાં બચાવ નહિ મળે, ઉધારો ય નહિ, તરત કર્મ ચોંટયા જ સમજો. આર્તધ્યાન એ મનનો બગાડો છે, ને એના પર તિર્યંચગતિ-યોગ્ય અશુભ કર્મો આત્મા ઉપર ચોંટી પડે છે. ધર્માત્મા પણ મરુભૂતિ એમજ તિર્યંચ હાથીનો અવતાર પામ્યો! અલબત્ એની ધર્મસાધના ધર્મભાવના રદબાતલ નથી; કેમકે એના સુસંસ્કાર આત્મામાં પડેલા છે. એ વળી સારું નિમિત્ત મળતાં એને ઊંચે લઈ આવશે હાથી બનેલ મરુભૂતિને એવુ નિમિત્ત મળી આવ્યું અને એ ઊંચે આવ્યો પણ નિમિત્ત ન મળ્યું હોત તો શું થાત? એ તો સારું થયું કે,

**રાજા અરવિંદ** ધર્માત્મા મરુભૂતિના એવા દુઃખદ મૃત્યુ બાદ અત્યંત વિરક્ત થઈ સંસાર છોડી ચારિત્ર લે છે, સંયમ તપ સ્વાધ્યાય વગેરેની તન તોડીને સાધના કરે છે, ને શરીરનો કસ ખેંચાય એટલો ખેંચે છે! કેરીનો રસ કાઢતાં જેમ એને ઠેઠ ગોટલા સુધી નિચોવીને રસ ખેંચી લો ને? બસ, અરવિંદ રાજર્ષિ એ રીતે કાયા ને મનનો કસ ખેંચવા લાગ્યા. એમાં એમને અવધિજ્ઞાન થયું! એકવાર જંગલમાંથી સાર્થ સાથે પસાર થતા રાજર્ષિ સામે એજ હાથી મારવા દોડતો આવ્યો, પણ પૂર્વના સ્નેહથી ઊભો રહી ગયો તો રાજર્ષિએ એ અવધિજ્ઞાનથી એને ઓળખી બોધ આપ્યો, 'બુજઝ બુજઝ મરુભૂઈ!' એમ કહી કહી જાગ્રત કર્યો. હાથીએ પણ એના પર ચિંતન-ઉહાપોહ કરતાં, એને પોતાના પૂર્વ જન્મનું સ્મરણ થયું ત્યાં એણે પૂર્વ જનમમાં સહેજ દુર્ધ્યાન કરેલું તેથી આ પોતાની થયેલી મહાદુર્દશા નિહાળી. એણે ફરીથી ત્યાં સમકિત પામી વ્રતો લીધા, અને તિર્યંચ હાથી છતાં ત્યારથી શ્રાવક ધર્મ પાળવાનું રાખ્યું.

**એમાં ય હાથીએ મુખ્યપણે આર્તધ્યાનથી બચવા માટે ભારે કોશીશ રાખી.**

કેમ વારુ?

(૧) એટલા જ માટે કે આર્તધ્યાન પર તરત જ કોઇ બીજી અપેક્ષા વિના ને ક્ષણના વિલંબ વિના અશુભ કર્મબંધની સજાનાં જજમેન્ટ પડે છે. દુર્ધ્યાન કરો કે તરત અશુભ કર્મો બાંધો. જો એ દુઃખદાયી કર્મબંધ જોઇતા નથી, તો પછી આર્તધ્યાન ન થવા દેવા માટે પાકી જાગૃતિ રાખવી જ પડે.

(૨) બીજું કારણ એ કે આગળ પરની ખબર નથી કે કર્મવશ કેવા સંયોગ આવે? કેવી પરિસ્થિતિ સર્જાય? કેવા ભારે દુઃખદ ઇષ્ટવિયોગ અનિષ્ટસંયોગ યા વેદના ખડી થાય? તેમજ અંતકાળે તો વળી કેવી ય પરિસ્થિતિ હોય? હવે જો અત્યારે સારા-સારીમાં યા સામાન્ય ઇષ્ટવિયોગ અનિષ્ટસંયોગ કે રોગમા આર્તધ્યાનથી બચવાનો અભ્યાસ જ ન રાખ્યો તો એવી ભાવી આપત્તિ વખતે આર્તધ્યાન કેમ અટકી શકે? ત્યાં ભારે આપત્તિ વખતે કેવું ભયંકર આર્તધ્યાન થવાનું?'

હાથી આ સમજીને અત્યારથી જ આર્તધ્યાન અટકાવે છે. એનું સુખદ ફળ એ આવીને ઊભું રહ્યું કે અંતકાળે મહાઆપત્તિની ભયંકર વેદનામાં ય આર્તધ્યાનને આઘું રાખી સુંદર સમાધિ અને સુંદર ધર્મધ્યાનમાં એ ઝીલ્યો! ગ્રીષ્મના તાપમાં તરસ્યો થયે તળાવમાં ઊતર્યો, પણ કીચડમાં ખૂંચ્યો, પેલા કમઠનો જીવ અહીં સર્પરૂપે થયેલ, તે એના શરીર પર ચડી જઈ મર્મસ્થાને ડસ દે છે. કારમી વેદના સળગી ઊઠી! પરંતુ આર્તધ્યાન અટકાવી અટકાવી શુભધ્યાનના સારા અભ્યાસી બનેલા આ તિર્યંચ પણ હાથીએ આ ભયંકર વેદનામાં ય શુભ ધ્યાનનો જ ખપ રાખ્યો 'મારા જ કર્મનો આ વિપાક છે. સાપને શો દોષ દઉં? એ બિચારો તો દયાપાત્ર છે કે પાપે પેટ ભરી રહ્યો છે, જેનું ફળ એને બિચારાને મહાદુઃખ આવશે! બાકી મારાં કર્મ તો અકાટ્ય છે, ભોગવ્યા વિના જાય જ નહિ, કપાય જ નહિ, તો આવી નિર્ધારિત અનિવાર્ય કર્મ-પીડાની શી ચિંતા કરવી? એ મૂકી પરમેષ્ઠી પરમાત્માનું જ ધ્યાન કરવા દે.' નમસ્કાર-

મહામંત્રના સ્મરણમાં મૃત્યુ પામી સ્વર્ગમાં પહોંચી ગયો.

મરુભૂતિના ઊંચા માનવભવમાં આર્તધ્યાને મરતાં તિર્યંચનો જનમ મળ્યો, હલકા તિર્યંચ હાથીના ભવમાં શુભ-ધ્યાને મરતાં દેવનો અવતાર મળ્યો; કેટલો મોટો ફરક? પરંતુ આટલું લક્ષ રાખવાનું કે જીવનમાં બહુ બહુ વાર શુભ ધ્યાનનો અભ્યાસ પાડ્યો હોય, વારે વારે આર્તધ્યાન અટકાવ્યાં હોય, તો એ અભ્યાસ અંતસમયે ઉપયોગી થાય, અને આર્ત-ધ્યાનને અટકાવી શુભધ્યાનમાં મન પરોવી દેવાય. પછી ત્યાં વેદનાનો હિસાબ નથી કે 'વેદના હોય પછી મન કેમ આર્ત-ધ્યાન ન કરે?' ન કરે, કેમકે જીવન જીવતાં રોગની સામાન્ય વેદના વખતે આર્તધ્યાન અટકાવવાનો અભ્યાસ પાડ્યો છે

**વેદનામાં આર્તધ્યાન કેમ અટકે?:-**

રોગની વેદના આવી, વૈદ-ડાક્ટરને શોધવો પડે છે, દવા પથ્ય વગેરેની ચિંતા રાખવી પડે છે, છતાં જો આવડત હોય તો આર્તધ્યાન અટકી શકે છે. એ માટે અહીં શાસ્ત્રમાં મુનિ અંગે જે વિચાર કરવામાં આવ્યો છે તે ઉપયોગી છે. પ્રશ્ન કરવામાં આવ્યો કે મુનિ બિમાર પડે છે તો તે ય વૈદનો આશ્રય લે છે અને દવા-ઉપચાર કરે છે, છતાં એમને આર્તધ્યાન કેમ નહિ?

---

## પ્રકરણ ૧૮. મુનિને રોગમાં આર્તધ્યાન કેમ નહિ?

એનો ઉત્તર કર્યો કે મુનિ રોગ વખતે ય મધ્યસ્થ રહે છે માટે એમને આર્તધ્યાન નહિ. '**મધ્યસ્થ**' એટલે કે રાગ-દ્વેષની ઊંચી-નીચી ખાડા-ટેકરાની ભૂમિ પર ચડ-ઊતર

કરનારા નહિ, પણ એની મધ્યમાં સામ્યાવસ્થાની સપાટ ભૂમિ પર રહેનારા. અર્થાત્ એ શરીરના રાગમાં કે રોગના દ્વેષમાં તણાનારા નહિ.

પ્ર૦– જો રોગ પર દ્વેષ નથી તો એને કાઢવાનો પ્રયત્ન કેમ કરે છે?

ઉ૦– એ પ્રયત્ન આગળ કહેશે એવા સતત શ્રુતોપયોગ, શ્રુતવૃદ્ધિ, ગચ્છસંભાળ આદિ અર્થે કરે છે. શ્રુત એટલે શાસ્ત્ર, શાસ્ત્રે કહેલ તાત્ત્વિક પદાર્થ, એમાં ને એમાં ચિત્ત કેમ રહે, એની વૃદ્ધિ કેમ થતી રહે, ઈત્યાદિ–ઉદ્દેશથી પ્રયત્ન કરે છે. 'રોગ પીડે છે, ખરાબ છે, એ સહાતો નથી,' એવો વલોપાત નથી, એની કાયરતાથી યત્ન નથી, પરંતુ રોગમાં મન જવાથી શાસ્ત્રચિંતન તત્ત્વચિંતન ઘવાય છે, ત્રુટક પડે છે, તેથી રોગ ટાળવાનો પ્રયત્ન છે એવા બીજા પણ ઉદ્દેશ છે તે આગળ કહેશે એવા સારા ઊંચા ઉદ્દેશ છે માટે ચિકિત્સાનો પ્રયત્ન છતાં પીડાનો વલોપાત નથી! પીડા પર દ્વેષ નથી, અને સુખકારિતા પર રાગ નથી. આનું નામ મધ્યસ્થભાવ, કાયાની પીડા–અપીડાની શી બહુ કિંમત આંકવી હતી? કિંમત તો આત્માના સ્વાસ્થ્ય–અસ્વાસ્થ્યની છે. આત્મા સ્વસ્થ હોય, સમતા–સમાધિમાં હોય એની કિંમત છે. કેમકે આત્મા જો અસ્વસ્થ હોય અસમાધિમા હોય તો દીર્ઘકાળ પીડ્યા કરે એવા કર્મબંધનથી બંધાય છે સ્વસ્થ હોય, સમાધિમાં હોય તો કર્મબંધ અટકે છે, ઉપરાત જુનાં કર્મોનો નિકાલ થાય છે.

**પ્ર–૦ આત્મા સ્વસ્થ યાને સમાધિમાં કેમ રહે?**

**ઉ–૦ એ રહે શાસ્ત્રચિંતનમાં પરોવાયેલા રહેવાથી.**

મન શાસ્ત્રમાં લાગ્યું રહે એટલે બીજા-ત્રીજા રાગ-દ્વેષભર્યા વિચારો, સંકલ્પવિકલ્પો, અને કષાયોમાં જાય નહિ. આ નિયમ છે કે મન એક જ ઠેકાણે રહે. જો સારામાં રોકાયું, તો ખરાબમાં જતું અટકવાનું. સારું છે શાસ્ત્ર-પદાર્થોનું ચિંતન-મનન. મનને એમાં રોકી રાખો પછી ભૂંસા કુટવાનું બંધ. મનને ખોરાક જોઈએ છે, સારો ખોરાક આપો તો કચરો નહિ ખાય. બહુ સીધું કામ છે મનનું. એને સારા શાસ્ત્રાભ્યાસનું તત્ત્વચિંતનનું કામ આપી દીધું એટલે એ ખોટા વિકલ્પો-વિચારો નહિ કરે, અને સારામાં રોકાયું રહેવાથી સ્વસ્થતા સમાધિ રહેવાની. આ સ્થિતિ જાળવી રાખવા માટે મુનિ રોગમાં ચિકિત્સા કરે છે. 'રોગથી દુર્બળ કાયા, પીડાતી કાયા, શાસ્ત્રાભ્યાસમા એવું જોર મારી શકતી નથી, તો લાવ સહેજ દવા-ઉપચાર કરી લઉં, જેથી શાસ્ત્રાભ્યાસ સરસ ચાલ્યા કરે,'- આ ઉદ્દેશ છે. મુનિને એવા બીજા પણ સારા ઉદ્દેશો છે, તેથી ચિકિત્સા કરે છે, બાકી પીડા નહિ ગમવાનો સવાલ નથી, શારીરિક સુખાકારિતાનો રાગ નથી, પીડાનો દ્વેષ નથી, એનું નામ મધ્યસ્થભાવ

રાગ-દ્વેષના પ્રવાહમાં તણાઇ જવાનું નહિ, વચ્ચે મધ્યમાં ઊભા રહેવાનું એ મધ્યસ્થતા જો શરીરનો રાગ તાણે નહિ, તો એના પરની આપત્તિ-રોગ વખતે એના દ્વેષમાં તણાઈ જવાનું ન બને.

**એક બાજુ રાગ થાય છે એટલે જ બીજી બાજુ દ્વેષ જાગે છે.** પૈસા, કુટુંબ, દુકાન, બધા ય જીવને રાગમાં તાણે છે, રાગ કરવા પ્રેરે છે. પછી જો એના પર આપત્તિ આવી, તો દ્વેષને હાયવોય ઊઠવાના. રાગ છે એને દ્વેષ આવવાનો.

પૈસા પર રાગ છે એને ઓછી આવક અને મોંઘવારી પર દ્વેષ થવાનો. કુટુંબ ઉપર રાગ છે એને કુટુંબના માંદા કે આઘા-પાછા થવામાં હાયવોય થવાની. રાગમા તણાઓ તો દ્વેષમાં તણાવું પડશે. રાગની પીડા ઓછી, તો દ્વેષની પણ પીડા ઓછી.

**પર પદાર્થો એના રાગમાં તણાનારાને અંતે દ્રોહ કરનારા છે.** આત્મામાથી નીકળી બહારમાં તણાયા, બહારની ચીજ પર રાગ કર્યો, એટલે દ્વેષ હાયવોય આવવાનું સમજી રાખવાનું. પણ રાગ શું કામ કરો? સમજી રાખવું જોઇએ કે 'આ જેના પરના રાગમાં તણાઉં છું એ બહારની જમાત તો એવી છે કે અવસરે જીવનો દ્રોહ જ કરે છે સંયોગો નાશવંત છે, એટલે બહારના સંયોગ ટકવાના નથી તેથી એક અવસરે એ જવાના, જીવને રખડતો કરવાના. એ જાણે કહેશે, 'અમે તમારા નહિ, દુનિયા આખી તમારી નહિ તમે જાઓ, અમે તો અહીં રહેવાના.' જીવને આ બહારના જડ-ચેતન પદાર્થો એક દિ' શીખ આપી દેવાના. મરનારને કોઇ 'આવજો' એમ પણ કહેતું નથી. કેમ? કદાચ ભૂત થઇને આવે તો? એ જાણે ભય છે! આ ને આ રૂપે રહેવું હોય તો રહો, બીજા રૂપે નહિ કેટલા ય આજે પૂર્વ જન્મનાં સ્મરણવાળાને પૂર્વના સંબંધીઓ રાખવા તૈયાર નથી! તેમ આ જનમના થયેલા સંબંધીઓ એને છોડવા તૈયાર નથી! બહારના સયોગોની કેવી વિષમતા? માણસ મરતો હોય ત્યારે ઘર-દુકાન-તિજોરી, બાયડી-છોકરા-કુટુંબ; બધુ સલામત છે, પણ પોતે જ સલામત નથી બધા ય અહીં જ રહેવાના, કોઇ જ જીવની સાથે જવાનું નહિ

**જડસંયોગો છણુછણુતી કરોડપતિની કન્યા જેવા :–**

ગમે તેવા સારા સુખકારી લાગતા પણ પર પદાર્થો સંયોગમાં આવ્યા ત્યારથી જાણે જીવને કહે છે કે 'અમે એક વખતે તને તદ્દન મૂકી દેવાના, રખડતો કરવાના !' આ કેવું છે કે દા. ત. કોઇને એવી કરોડપતિની કન્યા પરણવા મળી હોય, પરણીને ઘરે લાવે ત્યારથી એ છણછણ કરતી હોય, ને કહેતી હોય કે "તમે આમ કરશો તો હું મારા બાપને ઘેર જઈશ. ભલે તમે મારી ચિંતા કરો, પણ હું કાંઇ તમારી પરવા રાખતી નથી; તમારા વિના ય જિંદગી ગાળી શકું છું," હવે એ કોઇ એવા અવસરે છણકીને ચાલી જાય, ને જો પેલાએ પહેલેથી જ ગોખી રાખ્યું હોય કે 'આ કાલે જ ચાલી જવાની છે, અને એને કાંઇ મારા પર રાગ નથી, તો હું રાગ કેમ કરું ?' એમ કરી પહેલેથી જ એના પર રાગ ન કરે, તો એના જવા પર એને કાંઈ બહુ દ્વેષ કે દુઃખ ન થાય. એ તો કહે કે 'હું તો જાણતો જ હતો કે આ બીજે જ દિવસે જવાની છે. પણ આટલા દિવસ રહી એ આશ્ચર્ય ! બાકી હવે એ ગઇ તો ભલે ગઈ. નિશ્ચિત જનારી માનેલી એના જવાનું મને દુ.ખ નથી. એ રહી ત્યાં સુધી એના બાપની લક્ષ્મી અને આબરૂના સહારે મે મારું સરખું કરી લીધુ છે હવે પહેલેથી જ છણુછણુતી હતી એ જાય એમાં મારે શું કામ દુઃખ માનવુ ?'

**બસ, જગતના પદાર્થો આ કરોડપતિની કન્યા જેવા છે.** એટલે એ મનગમતા પદાર્થના સંયોગો આવી મળ્યા ત્યારથી એનો છૂપો અવાજ સાભળે કે 'અમે તો જવાના, ભલે તમે અમારી ચિંતા કરો, પણ અમે કાંઈ તમારી

ચિંતા કરતાં જ નથી. તમારા વિના ય અમે અહીં ઊભા રહી શકીએ છીએ.' હવે એ પદાર્થો જો અણધાર્યા અવસરે ચાલ્યા જાય, તો એનું જવાનું પહેલેથી સમજી રાખનારા અને તેથી જ રાગ ન કરનારા ડાહ્યા માણસને દુઃખ ન થાય એ તો કહે કે "હું તો પહેલેથી જ જાણતો હતો કે આવતીકાલે જ કા તો આ જવાના, યા એમને છોડીને હુ જવાનો. આ તો આટલા દિવસ એમનો ને મારો સંબંધ ટકયો એ આશ્ચર્ય છે. હવે એ ગયા તો ભલે ગયા. 'નિશ્ચિત જવાના જ છે' એમ માન્યા પછી તો એ જાય એનું દુઃખ શુ ? એ રહ્યા ત્યાં સુધી મેં તો એ પર પદાર્થોના સહારા પર મારા આત્માનું હિત ખાસું સાધી લીધું છે. એ હવે તરછોડે એમા મારે શી ફિકર કરવાની હોય ?" આમ જો પહેલેથી જ રાગને અટકાવ્યો, તો પાછળથી કશો દ્વેષ, કે ખેદ કરવાનો રહે નહિ. આવા જ માણસો સુખે જીવી શકે ને સુખે મરી શકે.

**ડાહ્યા બનવું જોઇએ. ડહાપણ આ કે 'જગતના પદાર્થો અણધાર્યા જવાના છે.' એ સમજી એના પર જરા ય રાગ ન રાખે, અને એની હયાતીમાં પોતાનું આત્મહીત સાધી લે.**

**શરીર પર સુંદર વિચાર :–**

પછી એ ગયા તો બલા ગઇ માને. શરીર પણ એમાંની જ એક ચીજ છે. એ છે ત્યાં સુધી એના દ્વારા શકય આત્મહિતનું કામ સાધી લેવાનું છે. પછી એ બલા જવા બેસે એનું દુઃખ નહિ, નહિતર તો શોક ને પોક ભારે ! 'હાય ! મારે મરવાનું ?' એમ થાય. એ શરીર તો લેભાગુની જમાતનું છે, માટે એ છે

ત્યાં સુધી આપણે તો વિચારની મક્કમતા યાને સ્થિતપ્રજ્ઞતા રાખી એની પાસેથી કામ કાઢી લેવાનું.

**રોગમાં આર્તધ્યાન ન થવાનાં બે કારણ,–(૧) મધ્યસ્થતા, ને (૨) કર્મફળવિચાર :–**

(૧) મુનિ રોગમાં ચિકિત્સા કરાવે છે છતાં એમને આર્તધ્યાન કેમ નથી એની આ વાત ચાલે છે, એમાં એક કારણ બતાવ્યું કે મુનિ મધ્યસ્થ છે. એમને શરીર પર રાગ નથી, રોગ પર દ્વેષ નથી. એ સમજે છે કે 'શરીર પણ એક દિ' જનારૂં, રોગ પણ જનારો. એવા નાશવંત પદાર્થ પર રાગ–દ્વેષ શા રાખવા ?'

(૨) મુનિ રોગ–વેદનામાં આર્તધ્યાન ન કરે એનું બીજું કારણ આ, કે રોગના મૂળમાં એમને પોતાના કર્મ–વિપાકનો વિચાર છે, ખ્યાલ છે. એ જુએ છે કે 'આ જે રોગ–વેદના–આપત્તિ આવી એ મારાં પોતાનાં બાંધેલા પૂર્વ કર્મના ઉદયને લીધે જ છે. અશુભ કર્મના ઉદય વિના આપત્તિ આવે નહિ મારા અશુભોદય વિના મારું શરીર ખરાબ થાય નહિ. દુનિયામાં કોઈ એવી સત્તા નથી કે જે જીવના અશુભ કર્મ વિના, એનું બગાડી શકે.'

## પ્રકરણ ૧૯. શ્રીપાલ–ધવલ : જીવને હુંફ શેનાથી ?

**ધવલ શેઠે** ઘણા ય ફાંફા માર્યા પણ શ્રીપાલકુમારનું કશું બગાડી શકયા નહિ. ઊલ્ટું એમાં તો શ્રીપાલનું સારું સારું જ થતું ગયું ! શ્રીપાલનાં વહાણ અને એની બે રાજકન્યા-પત્નીઓ કબ્જે કરી લેવા ધવલે શ્રીપાલને વહાણમાંથી નીચે દરિયામા પાડયા, ત્યારે શ્રીપાલના શુભોદયે તરાપાની જેમ નીચે

મગરમચ્છની પીઠ બેસવા મળી! ને એ મગરમચ્છે એમને એવા થાણાબંદરે ઉતારી દીધા કે જ્યાંના રાજાએ પોતાની કુંવરી નિમિત્તિયાનાં વચનથી આ અજાણ્યા ને એકલવાયા પણ શ્રીપાલને પરણાવી! શ્રીપાલકુમારને અશુભ કર્મ ઉદયમાં નહોતા તો ધવલ એમનું શું બગાડી શકયો? ભલે ને બગાડવા ગયો પણ શ્રીપાલના શુભોદયે ઊલ્ટું સારું થયું. એક તો થાણાના રાજાની કન્યા પરણવા મળી, ને બીજું, ધવલ પાછો થાણા જ આવતાં શ્રીપાલને પોતાનાં વહાણ અને બે પત્નીઓ સુરક્ષિત મળી ગઈ! આવું સારું બનવાનુ એકવાર નહિ, અનેકવાર બન્યું! કેમકે શ્રીપાળનાં કર્મ ઉદયમાં સારાં હતા.

**દુનિયામાં કોઇ એવી સત્તા નથી કે જે, આપણાં શુભ કર્મ ઉદયમાં હોય તો, આપણું બગાડી શકે.**

ધવલશેઠ શ્રીપાળનુ ઘણું ય બુરું કરવા ગયો, પણ શ્રીપાળનાં કર્મ સારા, તેથી બુરું શાનું થાય? ઉલ્ટું એમનુ સારું જ થતું ગયું! શ્રીપાળ ઘરેથી એકાકી જ નીકળેલા, તે ભરૂચમાં આવેલા. સસરાના નામથી પોતાની ઓળખ ન રુચી તે પુરુષાર્થ કરવા નીકળ્યા હતા. ત્યાં ધવલશેઠે પોતાના થભી ગયેલા વહાણ ચલાવવા માટે દેવીને બત્રીસલક્ષણા પરુષ તરીકે શ્રીપાળનો ભોગ આપવા તજવીજ કરેલી. ભરૂચના રાજા પાસેથી કોઈ પરદેશીનો ભોગ આપવાની મંજુરી મેળવી, અને પોતાના સુભટોને નગરમાં તેવા કોઈ પુરૂષને પકડી લાવવા મોકલ્યા. સુભટોએ શ્રીપાલને સુલક્ષણો ને એકાકી દેખી પૂછ્યું,–'કોણ છે ભાઈ તું? કયાંનો વતની?'

શ્રીપાળ કહે, 'હું પરદેશી છુ.'

'એમ? ચાલ ત્યારે તારો કાળ આવી લાગ્યો છે. રાજાની

મંજુરીથી અમારા શેઠને દેવી આગળ તારો ભોગ આપવો છે.'

**ભાગ્ય બચાવે, હોશિયારી નહિ :–**

જોજો ધવલના સેંકડો સુભટો છે. વધારામાં જોઈએ તો શ્રીમંતાઈના જોરે એને રાજાના સૈનિકો મળે એમ છે. હવે શ્રીપાળકુમારને એકલવાયાને બચાવ મળે? માણસની હોશિયારી કેટલે સુધી કામ કરે? પરંતુ કહો ભાગ્યની ઓથ હોય એ બચાવનું જબરું કામ કરી જાય છે. શ્રીપાળનું ભાગ્ય જોરદાર છે, તે એને રસ્તામાં વિદ્યાધરે મંત્રિત જડીબુટ્ટી બાંધી આપેલી, એવી કે એનાથી કોઈનું શસ્ત્ર એને લાગે નહિ હવે સુભટો એના પર બાણુ ફેંકે કે તલવાર ચલાવે, પરંતુ શ્રીપાળને ઘા શાનો લાગે? ત્યારે શ્રીપાળ શસ્ત્ર ચલાવે એના પ્રહાર તો સુભટો પર ચાલવાના જ છે. છતાં એ દયાળુ છે એટલે કોઇને મારી નાખવાના પ્રહાર કરતા નથી, માત્ર હેઠા પડે કે ભાગી જાય એટલો જ ચમત્કારો બતાવે છે. સુભટો બિચારા હારી ગયા, તે ભાગીને શેઠ ધવલને બોલાવી લાવ્યા ધવલશેઠે પણ જોયુ કે 'માન ન માન. પણ આ કોઇ દેવી સહાયવાળો મહાન પુરુષ છે. માટે હવે તો એજ મારા વહાણ રોકનારી શિકોતરી દેવીને હટાવી શકે. માટે લાવ એને પ્રાર્થના કરું.'

**એકાકી શ્રીપાળને ધવલશેઠ ચાટુ કરે છે :–**

ભાગ્ય જોર કરતું હોય તો મોટો માતબર વૈભવી પણ વૈભવ વિનાનાને પગે પડતો આવે! મોટા વૈભવી ધવલશેઠ એકલદોકલ એવા શ્રીપાળનું હવે ચાટુ કરવા લાગે છે!–'હેં ભાઇ! તમે તો મહાપુરુષ છો. અમે તમને ઓળખ્યા નહિ, તેથી અમારી ભૂલ થઇ, માફ કરજો. ઓહો! આ જગતમાં મહાન પુરુષો કેવા

ઉદાર હોય છે! તમને શી વાર હતી? ધાર્યું હોત તો આ મારા બધા સુભટોને પરલોક પહોંચાડી દેત. પણ આપની કેવી ઉદારતા ને મહાનતા કે એકને પણ માર્યો નહિ! ધન્ય જીવન! ધન્ય અવતાર! તમારુ કેવું મોટુ મન! ત્યારે હેં ભાઇ! મારાં વહાણ દેવી શિકોતરીએ અટકાવી દીધા છે, તે તમે ન ચલાવી આપો? હું તમારે પગે પડુ છું, આજીજી કરુ છું, આટલું મારું કામ કરી આપો. તમે તો દેવતાઈ પુરુષ છો'

ચાલ્યું ચાટુ. કેવો ગરીબડો થઇને ધવલશેઠ કાલાવાલા કરી રહ્યો છે! શ્રીપાળનું ભાગ્ય જોર કરે છે, એટલે એમની સામે મોટી સમૃદ્ધિ અને સુભટોવાળો તથા રાજાની હુંફવાળો પણ ધવલશેઠ એમનું કાંઈ જ ખરાબ કરી શકતો નથી; ને અંતે પગે પડી ચાટુ કરે છે ત્યારે વિચારો.

**જીવન જીવતાં કોનો સહારો લેવા જેવો?**
**વૈભવ–સામગ્રી અને જાતવડાઇનો? કે**
**ભાગ્ય મજબુત કરી આપે એવા ધર્મનો?**

ધવલશેઠ પાસે ઘણો ધનવૈભવ અને સુભટ–સામગ્રી હતી, પણ એનો જ સહારો રાખીને એનું શું વળ્યું? એને અંતે શું મળ્યું?

મહાવીર ભગવાનનો જીવ ત્રીજા ભવે મરીચિ, તે દાદા ઋષભદેવ પ્રભુનાં સમવસરણની સમૃદ્ધિ જોતાં જ વિચારે છે કે 'મારા પિતા ભરત મહારાજા મોટા ચક્રવર્તી, એમના ય ઘેર આ સમૃદ્ધિનો જોટો નથી! ને આવી અનુપમ સમૃદ્ધિ મારા દાદા પ્રભુ ઋષભદેવને છે તે ધર્મના પ્રતાપે છે સંસારમા સમૃદ્ધિમાત્ર ધર્મને પરતંત્ર. તો પછી

**હું ધર્મને પરતંત્ર એવી સમૃદ્ધિના શરણે બેસી**

**રહેવાને બદલે મૂળ ધર્મનું જ શરણ કાં ન લઉં? મૂળને છોડી ડાળને સાચવતો કોણ બેસે?**

બસ, 'જીવનમાં ધર્મનો જ સહારો લેવા જેવો છે, ધર્મને જ શરણે જવા જેવું છે,' એ વિચાર પર મરીચિ વૈરાગ્ય પામી ગયો! અને ચક્રવર્તીના ઘરનાં સમૃદ્ધિસુખ છોડી એણે પ્રભુનું ને પ્રભુના ધર્મનું શરણું લીધું એટલે? સંસાર છોડી પ્રભુ પાસે ત્યાં જ ચારિત્ર લઇ લીધું! સહારો કોનો લેવા જેવો? 'હાય પૈસા! હાય દુકાન!' નો? કે ધર્મનો?

**તમને હૈયે હુંફ શાના પર? પૈસાથી હુંફ? કે ધર્મથી?**

**ભાગ્યના જોર વિના તો ફાંફા મારવાના છે, અને ધર્મ વિના ભાગ્ય જોરદાર બનતું નથી.**

શ્રીપાળકુમારનું ભાગ્ય તો જોર કરે જ છે, પણ એની સાથે એમના દિલમાં ધર્મ તરીકે ક્ષમા–ઉદારતા–પરોપકારવૃત્તિ પણ જોર કરે છે. મૂળથી આ ગુણો; એમાં વળી નવપદની આરાધનાએ એના શ્રદ્ધાબળના ગુણ સાથે ક્ષમા–ઉદારતાદિ ગુણોમાં વિશેષ વૃદ્ધિ કરેલી

'નવપદ' એટલે? અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય-સાધુ એ દેવ–ગુરુના દર્શક પાંચ પરમેષ્ઠિપદ, અને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ એ ચાર ધર્મના દર્શક પદ, એમ કુલ નવપદ. એની શ્રીપાળે સુંદર આરાધના કરી છે. એમાં પ્રેરક બની છે પત્ની મયણાસુંદરી. એ ખરેખર ધર્મપત્ની છે.

**ધર્મમાં પ્રેરે એ ધર્મપત્ની. બાકી તો કર્મપત્ની, દગો દેનારી પત્ની.**

મોહરૂપી વિષના કટોરા પાઈ પાઇને પાપકર્મનાં પોટલા બંધાવનારી હોય એ કર્મપત્ની. ઋષભદાસ કવિ કહે છે,–

**'વિશ્વાસે વહાલા કીધા, પિયાલા ઝેરના પીધા,
પ્રભુને વિસારી દીધા રે. સંસારિયામાં૦
કામિનીએ વશ કીધો, ઘરને ધંધે ઘેરી લીધો.
ઋષભદાસ કહે દગો દીધો રે, સંસારિયામાં૦
સગું તારૂં કોણ સાચું રે, સંસારિયામાં'**

જે પતિ-પત્નીને પરસ્પર ધર્મના સંબંધ નથી, ધર્મની પ્રેરણા નથી દેવાની, એ એક બીજા પર ભારે વિશ્વાસ મૂકી અન્યોન્યને વહાલા કરે છે, અને મોહરૂપી કાતિલ ઝેરના પ્યાલા પીએ છે, ને પાય છે. એ પીવામા એવા ગાઢ મગ્ન છે કે ત્યાં પ્રભુને યાદ કરવાની વાત નથી પછી જીવનભર આ ઝેર પી પીને બાંધેલા કર્મના પોટલાં સાથે મરીને રવાના થયે દશા કઈ? અહીં એક-બીજાથી બહુ હુંફ માનેલી, તે મરણ સમયે ને પછી પરલોક સિધાવ્યે ત્યાં પરસ્પરની હુંફ મળે ખરી? પતિ કે પત્ની માનવ છતાં જો જનાવર કુતરા-કુતરીની જેમ એકલા મોહવિષના કટોરા પાવા-પીવાનું જ કરે, ને ધર્મનાં અમીપાન કરવા-કરાવવાની કોઈ વાત જ નહિ, તો એ કર્મપતિ-કર્મપત્ની જ બને ને?

મયણાસુંદરી સાચી ધર્મપત્ની છે, પતિ શ્રીપાળ કુમારને ધર્મગુરુ પાસે લઈ જઈ નવપદની સમજ અપાવનારી બની છે, સાથે રહીને નવપદની આળેલ તપથી આરાધના કરાવનારી બની છે. એ પવિત્ર અને ગુણોથી યુક્ત આરાધનાએ શ્રીપાલના કોઢ રોગને નાબૂદ કર્યો છે! પછી નવપદ ઉપર શ્રદ્ધા કેટલી બધી બળવાન બની જાય? ભાગ્યનો ચમકારો હુંફ આપે એના કરતાં પણ એ શ્રદ્ધાબળ અધિક હુંફ આપનારુ બન્યું છે. બોલો

**હુંફ કોની રાખશો, પુણ્યોદયની? કે ધર્મ-શ્રદ્ધાની? ધર્મની?**

**શ્રદ્ધાબળની આ કસોટી છે કે એ ધર્મશ્રદ્ધા ભાગ્ય કરતાં વધુ હુંફ આપે.**

ભાગ્યબળે શ્રીપાલે ધવલના સુભટોને જીત્યા એમાં જે હૈયે હુંફ હતી, એના કરતાં એમને ધવલે દરિયામાં નાખ્યા, ત્યાં નવપદની શ્રદ્ધાના બળે અધિક હુંફ હતી. 'મારી પાસે નવપદનું શરણ છે, મારે શી ચિંતા છે?' આવી ઘોર આપત્તિમાં હુંફ, એ કેટલી બધી મોટી હુંફ? એ હુંફમાં કદાચ કર્મવશ ડુબવાનું થાય તો ય ચિંતા-સંતાપ જરા ય નહિ.

**તમે સુખસંપત્તિમાં પુણ્યની હુંફ માણતા હશો, પણ આપત્તિમાં દેવ-ગુરુ-ધર્મની હુંફનો અનુભવ છે?**

**માણસ ત્રણ પ્રકારના.-**

(૧) મૂઢ માણસ તો જડ-સંપત્તિથી હુંફ માને છે.

(૨) જરાક સમજુ માણસ એનાં કારણભૂત પુણ્યથી હુંફ માને છે ત્યારે,

(૩) ખરો વિવેકી માણસ દેવ-ગુરુ-ધર્મનાં શરણથી હુંફ માને છે.

હવે ત્રણની દશા જુઓ,-

(૧) જડ સંપત્તિ વગેરેથી હુંફ માનનારો એમાં આંધળો થઈને દોડે છે. પોતાનું પુણ્ય પહોંચે છે કે નહિ એ જોવાની વાત નહિ તે આંધળી દોટમાં પુણ્ય ખુટયે એવી પછાડ ખાય છે બીજાઓ પર ભારે દ્વેષ ને કલ્પાતનો પાર નહિ! ત્યાં આર્તધ્યાનનાં અઢળક આંદોલનોથી પીડાય છે પરિણામ? પેલું પુણ્ય ચટણી કર્યું તો કર્યું, પણ નવી સિલકમાં પાપની જ ભરતી! પહેલાં આંધળી દોટ વખતે કરાતા અને પછી કલ્પાંત વખતે કરાતા

અઢળક આર્તધ્યાનથી તિર્યંચગતિના ભરચક પાપ-ભાતાંની ભરતી ન થાય તો બીજું શું થાય? વધારે મૂઢતા હોય તો રૌદ્રધ્યાનથી નરકનાં ભરપૂર ભાતાંની કમાઈ!

(૨) પુણ્યથી હુંફ માનનારો મનમાં એટલું વિચારે છે કે 'આ સંપત્તિનો ભરોસો કરવા જેવો નથી એ તો પુણ્યનો ઉદય છે એટલે એના પ્રતાપે આ સંપત્તિ છે.' પછી પુણ્ય કાચું પડચે સંપત્તિ જાય, તો બીજા ત્રીજાને ગાળ નહિ દે,- પોતાના કર્મને રોશે; પણ રોશે ખરો, 'હાય! મારે પાપનો ઉદય, તે સંપત્તિ ગઇ. અરેરે! હવે શું કરું?' એમ દીન દુઃખીયો થશે; પુણ્યની હુંફ હતી, પુણ્ય ગયું હુંફ ગઈ એટલે હિંમત હારી જશે. આર્તધ્યાનમાં પડશે. એમા જો વળી પુણ્ય વધારવા ધર્મનુ આલંબન કરે તો તો ભાગ્યશાળી. પણ સુખની લીલામા અને દુઃખ-આપત્તિની પીડામાં ધર્મ વધારનારા કેટલા? કોક વિરલા જ!

**દુઃખમાં ય ધર્મ કેમ નહિ?:-**

બોલો, આજે તમારે મોંઘવારી, અછત, વગેરેની આપત્તિ આવી છે ને? તો ધર્મ વધાર્યો? 'ચાલ, પહેલાં પ્રભુપૂજામાં મારું દૂધ, મારુ સુખડ, મારું કેસર, મારી અગરબત્તી-વરખ...વગેરે નહોતો લઈ જતો, તે હવે ધર્મ વધારવો છે માટે લઈ જાઉં,' એવું કરો છો ને? ના, કેમકે પુણ્ય નબળું પડચે ખાનપાનાદિ માટે તો પૈસા પહોંચે છે પણ 'ધર્મ માટે મારી પાસે પૈસા કે સમય કયાં પહોંચે છે?' એવાં દંભી રોદણાં જ આવડે છે પુણ્ય વધારવાનું ધર્મ વધારવાનું આવડતુ નથી!

**શું ખબર નથી કે પુણ્ય પાપને ઠેલે?**

**દુઃખ આવ્યું એ પુણ્ય ખુટયાની નિશાની છે, ને પાપોદયની સુચક છે. તો હવે શું કરવાનું? પુણ્ય વધારવાનું? કે પાપ?**

**ધર્મને આજે શ્રીમંતાઇમાં ય કયાં જગા છે?:-**

(૧) પુણ્યના ઉદયમાં એની હુંફે છકેલપણુ છે તે ત્યાં ય પાપો સૂઝે છે! આજના પુણ્યશાળીઓ રાત્રિભોજન કરે છે ને? મદ-રોફ-રોષ કરે છે ને? જુઠ, અનીતિ-દંભ? ધર્મની બેપરવાઇ? દેવાધિદેવના ય શેઠ બનવાનું? ગુરુનો ખપ નહિ? કહો પુણ્યના ઉદયમાં ધર્મને જગા છે?

(૨) ત્યારે, પાપના ઉદયમાં ધર્મને જગા ખરી? ના, કેમકે 'શું કરીએ સાહેબ? નોકરી છે એટલે રાત્રિભોજન કરવું પડે છે,' આ બહાનું છે. પછી એમ રાત્રિભોજન ખુલ્લું એટલે ભોજન ઉપરાંત રાતના ૧૦-૧૧-૧૨ વાગ્યા સુધી ચાહપાણી ચેવડા ખુલ્લા! પાપના ઉદયમાં જિનભક્તિમાં પોતાના થોડામાંથી થોડું ય રોજ વાપરવાનું ખરું? સામાયિક-પ્રતિક્રમણ ખરું? ના, 'શું કરીએ? નોકરીમાં થાકી જઇએ છીએ, પછી પ્રતિક્રમણ શી રીતે થાય?' 'આવક પહોંચતી નથી, એટલે જિનભક્તિ કયાંથી થાય?' આ બહાનાં છે. હમણાં ઓવર ટાઇમ કામના પૈસા મળતા હોય તો વધારે કલાક ભરવા તૈયાર! ત્યાં થાક નથી નડતો. નડે છે થાક માત્ર ધર્મની વાતમાં! કહો, ધર્મને ક્યાં જગા છે? પુણ્યના ઉદયમાં? કે પાપના ઉદયમાં? પુણ્યની જ હુફવાળાને ધર્મ માટે બિચારાને જગા જ નથી દેખાતી?

(૩) એ તો દેવગુરુનાં શરણુમાં હુંફ માનનારને ત્યાં ધર્મને જગા છે. એને સુખસંપત્તિ હોય તો ય એ સમજે છે કે,–

**ધર્માત્માની સમજ : શ્રદ્ધાની હુંફ કેવી? :–**

"આ તો બધાં સંપત્તિ-સુખ ચાર દિવસનાં ચાંદરણાં છે! આ સંપત્તિ–સગવડની હુંફ રાખી ન બેસાય. આ કાંઈ જીવનું ભાવી લીલું વાળે નહિ. તેમ વર્તમાનમાં ય કેઈ ચિંતા વ્યગ્રતા અને દુર્ધ્યાનથી દુઃખદ રિબામણુ આપે! ત્યાં શું શું લીલું વળ્યું? ત્યારે સુખ સંપત્તિને લાવનાર પુણ્યની ય હુંફ મનાય નહિ. કેમકે,

**(૧) પુણ્ય તો ઠગારું! કયારે એ અટકી પડે એનો ભરોસો નહિ; તેમ**

**(૨) પુણ્ય હોવા માત્રથી નવાં પુણ્યની ભરતી ન થાય; પણ પુણ્યનો માલ ધર્મમાં જતો કરાય તો જ પુણ્ય વધે.**

**(૩) પુણ્ય તો ઉદયમાં આવી આવીને રવાના થનારી જાત!**

એમાં શી હુંફ માનવી? હુંફ તો દેવ-ગુરુ-ધર્મનું શરણુ પકડવામા છે સાચી હુંફ દેવ-ગુરુથી છે. દેવ-ગુરુનો પ્રભાવ જ એવો છે, એમની કૃપા જ એવી વરસી રહી છે, કે શું આફત-પ્રતિકૂળતા કે શુ અનુકૂળતા, બંનેમાં મારું સારું જ થઈ રહ્યું છે.'

**આફતમાં,** મારા દેવ-ગુરુ એમનાં પોતાના જીવનથી અને ઉપદેશથી મને શીખવી રહ્યા છે. કે, 'આપત્તિથી પાપકચરો સાફ થવાનુ ચાલે છે, ત્યાં ચિંતા શી? વળી આફત છતાં દિલમાં દેવગુરુ સલામત છે, પછી ફિકર શી? રોદણું શું? આફતના આશીર્વાદ કે દેવ-ગુરુ-ધર્મ પર ભાવ વધે છે. ત્યારે,

ઊતારે છે. પાલક પાપી ખંધક સૂરિના ૫૦૦ શિષ્યોને ઘાણીમાં પીલે છે. એમાંના કોઈ જ સાધુ દુઃખી થયા? ના, કપરા કર્મના ઉદયને ભોગવતાં એમને આવડ્યું, ને એમાં જરા ય દુઃખ ન માન્યું; કેમકે એ પોતાના આત્માના શુદ્ધ નિર્વિકાર જ્ઞાનમય સ્વરૂપના ચિંતનમાં લયલીન બની ગયેલા! પરિણામ? સર્વ કર્મનો અંત કરી મોક્ષ પામી ગયા!

શાસ્ત્ર કહે છે, (૧) કર્મનો નાશ પ્રતિક્રમણથી થાય, એમ (૨) કર્મને ભોગવી લેવાથી થાય. પણ જો ભોગવતાં આવડે તો આ ઉદય પામેલ કર્મનો નાશ કરવા સાથે બીજાં કેઇ કર્મનો ચુરો કરે; અને ભોગવતાં જો ન આવડ્યું તો આ ઉદિત કર્મ તો ભલે જાય, પરંતુ બીજાં કેઇ કર્મ નવાં ઊભાં કરે! એને કાઢી બારને ઘાલવાનું થાય.

આ કર્મનાશની બીજી રીતની વાત થઇ.



## પ્રકરણ ૨૪. તપથી કર્મનાશ : ૬ બાહ્ય તપ

**(૩) કર્મનો નાશ કરવાની ત્રીજી રીત તપ છે.** પૂર્વ જન્મનાં કર્મ ભોગવાઇને જ નાશ પામે એવો નિયમ નથી. તપ આચરો તો પણ કર્મક્ષય થાય છે. તપ બે પ્રકારે,–૧, બાહ્ય, અને ૨, આભ્યન્તર.

### બાહ્ય તપમાં શું શું આવે?

અનશન, ઊનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયકષ્ટ, અને સંલીનતા, આ બાહ્ય તપ છે.

આ તપ સ્વેચ્છાએ કરવાનો છે. બાંધ્યો ભૂખે મરે એ અનશન તપ નહિ.

જીવન જીવતાં ઘણા ય વિષયો સામે આવવાના કે સ્મરણમાં આવવાના. સામે ઇન્દ્રિયોના વિષય તરીકે શબ્દ-રૂપ વગેરે વિષયો, ને મનના વિષય તરીકે ક્રોધ, માન, વગેરે કષાયો આવવાના. જેટલા જેટલા એને રોકતા જાઓ, ઇન્દ્રિયો અને મનને એ પકડતાં અટકાવો, એટલો તપ થાય, મહાન કર્મક્ષયનો લાભ આપે. જુઓ,-

(૩) **વૃત્તિસંક્ષેપ તપ.** ભાણા પર જમવા બેઠા, ૮ ચીજ પીરસાઈ, એમાંથી કર્મક્ષયના લાભાર્થે ૧-૨ ચીજ કાઢી નાખી, તો આ વૃત્તિસંક્ષેપ તપ થયો. મનની લાલચવૃત્તિનો સંક્ષેપ કર્યો, મનની વૃત્તિને આઠમાંથી છ ખાવા પર સંકોચી. હમેશ માટે દા. ત. પ્રતિજ્ઞા કરી કે 'એક ભાણે સાતથી વધુ ચીજ ન ખાવી;' અથવા 'રોજના માટે ૨૦ થી વધુ ચીજ ન ખાવી,' યા 'રોજના ૩ ધાન્ય, ૨ શાક, ૪ વિગઈથી વધુ ન ખપે;' તો એ વૃત્તિસંક્ષેપ તપ થયો. એથી પેટ ભરાય કે નહિ? ભરાય. એમાં જરૂર લાગ્યે દહાડામાં ૪ વાર પણ ખાવા મળે કે નહિ? મળે. છતાં તપનો લાભ થાય, મહાન કર્મક્ષયનો લાભ થાય, ભરપૂર પુણ્ય-ઉપાર્જન થાય.

## એક ભિખારીના તપનું દૃષ્ટાંત

એક ભિખારી હતો. જેવું તેવુ એંઠુ જુઠુ મળતું તે ખૂબ ખાતો. શરીરે ફોલ્લા ઊઠયા છે, રસી ઝરે છે, બળે છે, ત્રાહિ ત્રાહિ પોકારે છે. છતા ખા-ખા ચાલુ! એને એકવાર સાધુ મળ્યા. હાથ જોડીને કહે છે,-

'બાપજી! જુઓને આ કેવો રોગ થયો છે? કાંઇ જડીબુટ્ટી હોય તો બતાવોને, જેથી સાજો થાઉ.'

કરું, ને ૧૦ ગુણો લાભ યાને ૧૦૦૦ વરસની વેદનાનાં કર્મનો ભુક્કો થશે.' પોરિસી કરવામાં સહવાનું કેટલું મામુલી! અને લાભ કેવો જંગી કર્મક્ષયનો! પણ અનાદિની ખાઉં-ખાઉંની રાક્ષસી આહારસંજ્ઞામાં બિચારાને આ સૂઝે જ શાનું? ખબર નથી કે ભેંસ થઈને આ તપ નહિ કરી શકાય. માલિક ગુસ્સે થઈને ચારો મોડો નાખશે તો ભૂખ્યા રહેવું પડે છતાં તપ નહિ. એ તો આ માનવજીવનની લ્હાણુ છે કે કર્મક્ષયની ઈચ્છાથી નવકારશી પોરિસી વગેરે અનશન તપ થઈ શકે. અરે! કશું ય પચ્ચક્ખાણ નહોતું, ઊઠ્યા ત્યારથી બપોર સુધી ખાધું, પણ પછી કર્મક્ષયાર્થે 'ચાલ હવે, આજે કશું ખાવું નથી,' એમ નિયમ કરે, 'આજથી મારે રોજ ૪ ૮ કથી વધુ ખાવું ન ખપે,' એમ અભિગ્રહ કરે, તો ય તે અનશન તપ છે.

(૨) **એમ, ઊનોદરિકા તપ;** જમતાં ૨-૪ કોળિયા ઓછું ખાય. શા માટે? ભગવાને એને પણ તપ કહ્યો છે, એથી ય કર્મક્ષય થાય એ માટે; તો એ ઉનોદરી તપ થયો. શરીર સારું રહે એવો ઉદ્દેશ નહિ, ઓછું ખાતા બીજાને સારા લાગીએ માટે ઊનોદરી નહિ, કિન્તુ જિનની આજ્ઞા છે, કર્મક્ષય થાય છે, માટે ઊનોદરી; એ તપ છે કેવી મઝા? ખાવા છતાં તપ! કેમ? ૨-૪ કોળિયા પણ ઓછું ખાતા એટલી ખાવાની લાલચ દાબી માટે. ઉદ્દેશ શુદ્ધિ સાચવવાની છે. ઉદ્દેશ આ, કર્મક્ષયનો જિનાજ્ઞાપાલનનો, આહારસંજ્ઞાને દબાવવાનો.

આ સૂચવે છે-

**કર્મક્ષયાર્થે ઇન્દ્રિયો અને મનના વિષયોની જેટલી લાલચ દબાવો એટલો તપ થાય.**

તપ કોઈ લાલસાથી નહિ, કોઇ ધન-માલ મળવાની આકાંક્ષાથી નહિ, એટલે જ એમાં એનાં કર્મ એવા ખપી ગયા કે એ પછીથી સાજો ય થયો, નોકરી ય મળી, એમાંથી આગળ વધતાં વેપારી ય થયો, અને શ્રીમંત પણ બન્યો ! હવે તો મનમાન્યાં ધાન્ય-શાક-વિગઇઓ મળી શકે છે. પરંતુ એને તો રોજ એક જ અનાજ, એક જ શાક, અને એક જ વિગઈ ખપે છે! ઉપકાર માને છે મુનિનો કે 'ભલું થજો એ મહાત્માનું કે મને આ સ્થિતિમાં ચડાવ્યો, અને સાથે બહુ ધાન્ય, બહુ શાક, બહુ રસના પાપમાથી બચાવી લીધો ! લાવ ત્યારે, નિયમ ન હોત તો જે ખાઇને આત્માનું બગાડત, એ દૂધ ઘી વગેરેનાં ભરપૂર સાધનોનો સુપાત્રદાનમાં લાભ લેવા દે!' મંડયો દાન દેવા.

જુઓ, એક વખતનો મૂઢ ભિખારી ગુરુ-ઉપદેશથી કડક વૃત્તિસંક્ષેપ ને રસત્યાગના તપમાં ચડી દાનવીર બન્યો! અને એણે એટલાં બધા અંતરાયકર્મનો ક્ષય કર્યો ! તેમજ એટલું બધું પુણ્ય ઉપાર્જ્યું ! કે ત્યાંથી મરીને જે દેશમાં મનુષ્ય તરીકે જન્મ પામ્યો, ત્યા એના જનમવા પહેલ રાજાને નિમિત્તિયાએ દુકાળ પડવાની સાચી આગાહી કરેલી, તે આગાહી આ પુણ્યશાળીના જનમવાથી ફોક ગઈ! જાય? પણ ત્યાં આના પ્રબળ પુણ્યે ભારે વરસાદ પડયો ! સુકાળ થયો ! કેવળજ્ઞાની ભગવંત પાસેથી રાજાએ આ જાણીને આ બાળને માથે છત્ર ધરી એને રાજા તરીકે જાહેર કર્યો ! જોયુ કે 'જેનું આટલું બધું પુણ્ય તપે છે કે દુકાળને ફેડી નાખે, તો એ જ પ્રજાનો પાલક ખરો રાજા હોઈ શકે.'

એક અબૂઝ અને-જૈનેતર ભિખારીનું આ પરાક્રમ જાણ્યા

મુનિ કહે, 'ભલા માણુસ! જડીબુટ્ટી તો તારી પાસે જ છે, અમારી પાસે શું માગે?'

પેલો કહે, 'મારી પાસે? ના રે ના, બાપજી! હું તો ભિખારી છું. ભીખ માગીને જીવું છું. મારી પાસે એક રાતી પાઈ નહિ, તો વળી જડીબુટ્ટીની વાત શી?'

મહારાજ કહે છે, 'મહાનુભાવ! તો આ જો ખાઇ ખાઇને તો રોગ ઊભો થયો છે. હવે જો એના પર કાપ મૂકી દે, તો એ જડીબુટ્ટીનું જ કામ કરે; રોગ મટી જાય, માત્ર શરીરનો જ નહિ, આત્માનો કર્મરોગ પણ કેટલો ય નાશ પામી જાય. શાસ્ત્ર કહે છે,

**ઇન્દ્રિયો અને મનની વૃત્તિ પર કાપ મૂકે એથી તપ થાય; તપથી કાયા અને આત્મા નીરોગી થાય.'**

ભિખારી કહે. 'મને મળે છે જ કેટલું? એમાં શો કાપ મૂકું?'

મુનિ કહે, "અરે નાદાન! તને ભીખમાં ધાન્ય કેટલા મળે? શાક કેટલા મળે? દૂધ, દહીં વગેરે વિગઈઓ કેટલી મળે? ન મળે તો ન ય મળે, પણ મળે તો કેટલી લઇલે? આટલું જ લેવું એવો કોઈ નિયમ ખરો? ના; પછી એ લેવામાં ખાવામાં નિયમ ખરો કે 'ગમે તેટલું મળે, પણ આટલું જ લેવું, આટલું જ ખાવું?' ના, તો જો આ.... આ....વિગઇઓ છે. એના પર કાપ મૂકી શકાય."

ભિખારીને એ ગળે ઊતરી ગયું. એ કહે, 'ભલે મહારાજ! મને રોજ એક જ ધાન્ય, એક જ શાક, અને એક જ વિગઈનો નિયમ કરાવો. એથી વધુ મારે ન લેવું.' લીધી પ્રતિજ્ઞા.

**ત્યાગનો લાભ :–**

શું કર્યું આ? વૃત્તિસંક્ષેપ તપ, અને રસત્યાગ તપ, એ

રાખવાથી થાય. સવારથી નક્કી કરાય કે આજે દૂધત્યાગ, યા દહીંત્યાગ....વગેરે. અથવા બાંધેભારે નક્કી થાય કે 'આજે ત્રણથી કે ચારથી યા પાંચથી વધુ વિગઇ ન વાપરવી,' વર્ષ માટે કે જીવનભર 'અમુક વિગઇનો સર્વથા ત્યાગ,' યા 'રોજ અમુક ત્યાગ'—એમ પણ નિયમ થાય.

**કુમારપાળ મહારાજા** ૧૮ દેશના ધણી સમ્રાટ રાજા, છતાં પ્રતિજ્ઞા કરતા કે 'ચોમાસામાં ઘી સિવાય ૫ વિગઇઓ બંધ' કેવો રસત્યાગ! કેટલો બધો લાલચ ને સુખશીલતા પર કાપ! ત્યારે ગણધર થવાનું મહાપુણ્ય શી રીતે ઊભું કરી ગયા હશે? આમ જ, પણ લાલચોને પરવશ બન્યા રહીને નહિ.

**ભરચક આર્તધ્યાનથી બચવું છે?** તો મનની લાલચો પર આવા ટંક નિયમ, વૃત્તિ સંક્ષેપ—રસત્યાગનો નિયમ, વગેરેથી કાપ મૂકો. નહિતર જો કોઈ નિયમ જ નહિ, લાલચોના ચારે દરવાજા ને બારે ભાગોળ ખુલ્લી, તો ભરચક ઇષ્ટ વિષયોની છૂટને લીધે તો ભરચક આર્તધ્યાન ચાલ્યા કરવાની અનુકૂળતા રહેવાની.

**આર્તધ્યાન શાનું હોય છે?** ઇષ્ટના સંયોગનું, ને અનિષ્ટના વિયોગનું ને? ઇષ્ટ—સંયોગ એટલે 'ગમતું બન્યુ રહે, ગમતું મળે,'—આ લાલચ. એમ 'અનિષ્ટ—વિયોગ એટલે અણગમતું ટળે, અણગમતું ન આવે' આ લાલચ. હવે જો કોઇ ત્યાગનો નિયમ જ નથી, પ્રતિજ્ઞા જ નથી, તો તો બધાયની લાલચ ઊભી છે. આ લાલચના લીધે આર્ત-ધ્યાન શું કામ નહિ ચાલે? જો અમુક અમુક પણ ત્યાગની પ્રતિજ્ઞા છે. દા. ત. મહિનામાં ૧૦–૧૫, કે, ૨૦ દિવસ મિઠાઇ ત્યાગ,' તો એટલો વખત એ ચીજની અપેક્ષા જ

પછી તમને વૃત્તિસંક્ષેપ કરવાનું ક્યાં પૌરુષ ચડે ખરું? જોજો હાં, 'પણ અહીં ખાસું મળે તે ખાવાનું રહી જાય ને?' કેમ? આ જ ગણતરીમાં ચાલો છો ને? યા 'ખાધું એટલું આપણું,' એ ગણતરીમાં? ખાધેલું રહે છે? ભૂલશો નહિ, પેટ તો એક કાણી કોઠી છે. એમાં લાખો મણ નાખો છતાં ખાલી ને ખાલી! ગોલો આ જિંદગીમાં જ આજ સુધી આ કાણી કોઠીમાં કેટલું નાખ્યું? રોટલી કેટલા હજાર? એ બધું છે અત્યારે સલામત? શા સારુ મળે એટલું ને મળે એટલી વાર ખાવાની પૂંઠે પડયા છો? એ તો મોહરાજાની લાલચો છે. એને સર્વથા પરવશ પડવામાં તમારા પોતાના આત્માનું સત્ત્વ હણાતું જાય છે.

**આત્માનું સત્ત્વ આ, કે મળતી લાલચો પર** કાપ મૂકે કે 'મારે આટલી જ ચીજ ખપે, આટલા જ ટંક ખપે, નક્કી કરેલ ટંકથી વધુ ખાવાનું નહિ, સોપારીની કટકી ય નહિ, ને ચાહની અડધી રકાબી ય નહિ પીવાની; માત્ર પાણી સિવાય કશું નહિ,' એ પણ અનશન તપ થયો. એમ ચીજની સંખ્યાનું નિયમન એ દ્રવ્યસંક્ષેપ તપ થયો. આમાં તો કેટલી ય લાલચ રોકી; એથી આત્માનાં સત્ત્વનો વિકાસ થયો.

**ત્યારે માનવજીવનની સફળતા સત્ત્વ-વિકાસમાં છે, પણ પશુની જેમ લાલચવશ અને વિષયમગ્ન થઈને સત્ત્વને હણવામાં નહિ.**

**લાલચના માર્યા નિયમ વિનાનું જીવન જીવવામાં તો માણસના ખોળિયે પશુહૃદયની જ રમત થાય.**

(૪) **રસત્યાગ તપ,** એ દૂધ–દહીં–ઘી–તેલ–ગોળ–સાકર–તળેલું, એ છ વિગઈઓમાંથી અમુક વિગઈનો ત્યાગ

નફરત થોડી પણ લાલચ દબાવીને થોડા પણ પ્રમાણમાં ત્યાગની પ્રતિજ્ઞા કરવાથી આવે. જેને આ કાંઈ કરવાની ઈચ્છા જ નથી એ તો ઉલ્ટું મનમાં માનશે કે 'ચાલો, ચીજ સારી મળી! આ જેટલી વધુ ને વધુ મળે એટલા આપણે વધુ ભાગ્યશાળી.' જોયું ? પેલો એના ત્યાગમાં ભાગ્યશાળીપણું માને છે, ત્યારે આ એના ભોગમાં જાતનુ ભાગ્યશાળીપણું માને છે! કેટલો બધો ફરક ? બોલો,

**ભોગમાં ભાગ્યશાળીપણું કે ત્યાગમાં?** ભોગમા તો પુણ્યની ચટણી થઈ જાય છે. ત્યારે ત્યાગમાં પુણ્યની ભરતી થાય છે. બોલો ભાગ્યશાળી કોણુ? પુણ્ય સફાચટ કરનારો ? કે પુણ્યની કોઠી ભરનારો ?

**સુરસુંદરીના ગણિતવાળા ન થજો; મયણાસુંદરીના ગણિતવાળા બનજો.** સુરસુંદરીને બાપે પૂછતાં એણે એ કહ્યું કે 'પુણ્યથી ધન–યૌવન–ચતુરાઇ–તગડી કાયા અને મનગમતા સ્નેહી મળે' અર્થાત્ ધન–યૌવનાદિ મળે-ભોગવે એ પુણ્યશાળા. એટલે કે 'પુણ્ય સફાચટ કરે એ પુણ્યશાળી.' ત્યારે મયણાસુંદરીએ કહ્યું, 'વિનય–વિવેક–સુપ્રસન્ન–પ્રશાત મન, શીલ–સુશોભિત દેહ, અને મોક્ષમાર્ગનો યોગ મળે, એ પાળે એ પુણ્યશાળી.' કેમ એમ? એટલા જ માટે કે આ બધાથી પુણ્યની કોઠી ભરાય. 'પુણ્યની કોઠી ભરે એ પુણ્યશાળી'–આ મયણાસુંદરીનું ગણિત એથી જ ભવાંતરે સલામતી, ને મોક્ષની નિકટતા.

નિયમ–પ્રતિજ્ઞા કરીને એ દ્વારા જેટલી પરની લાલચને દાબો એટલું પુણ્ય વધે, અને આત્માનું સત્ત્વ ખીલે, રસત્યાગમાં

નથી તેથી 'એ મળી તે ઠીક,' અગર 'મળે તો સારું,' એવું આર્તધ્યાન નહિ થાય.

**થોડા પણ ત્યાગમાં ખૂબી :–**

ખૂબી તો પાછી એ છે કે થોડી પણ લાલચ રોકીને ભલે અમુક થોડા પણ ત્યાગની પ્રતિજ્ઞા કરી, તો તે સમજીને જ કરી છે કે 'આ ત્યાગ કરેલી ચીજ મિઠાઇ વગેરે સારી તો નથી જ. એટલું જોમ નથી તેથી અમુક પ્રમાણમાં ત્યાગ કરું છું. પરંતુ ખરેખર તો તે જીવનભર માટે છોડવા જેવી છે.' આમ મનમાં એ ચીજ પ્રત્યે નફરત ઊભી થઇ. એનો લાભ એ કે એના ત્યાગ વિનાના ખુલ્લા દિવસમાં પણ એને ખરાબ માન્યાથી એની એવી જોરદાર લાલચ નહિ રહે, એટલે એનું તેવું પ્રબળ આર્તધ્યાન નહિ ચાલે.

**થોડા પણ ત્યાગથી પાપ પ્રત્યે નફરત :–**

મહિનામા બે આઠમ, બે ચૌદશ એમ ચાર દિવસ પણ ઘી–દૂધ–દહીં–સાકર બંધ કરો ને, તો ય એની અસર આખા મહિના પર પડશે. કેમકે આ થોડું પણ બંધ રાખ્યું એ સમજીને જ બંધ રાખ્યું છે કે 'આ ચીજ ખોટી છે, માટે જેટલો એનો ત્યાગ થયો એટલો હું ભાગ્યશાળી!' પછી બાકીના દિવસોમાં એ ખાતાં ખાતાં ય મનમાં આ ભાવ રહેશે કે 'આ ચીજ ખોટી છે, ક્યારે સર્વથા ત્યાગ કરવાનું જોમ આવે?' આમ ઇષ્ટ વિષયો પ્રત્યે નફરત ઊભી થાય એ મોટી વસ્તુ છે, વીતરાગતાનો પાયો છે. આગળ નફરત-વધતાં વધતાં કાયા સુદ્ધાં પ્રત્યે અનાસક્તભાવ જાગતાં વીતરાગ બનાય છે.

**મૂળમાં પાપવસ્તુઓ પ્રત્યે નફરતની જરૂર છે.** એ આવ્યા પછી તો જ્યારે ક્યારે ય ત્યાગ સહેલો છે આ

સુધી પહોંચવાનું અને એ આદરવા-પાળવાનું શક્ય છે.

**બીજી ગતિમાં કેમ શક્ય નહિ ?:-**

દેવગતિમાં તો ભોગની લીલા છે. પશુ-પંખીપણામાં વિવેક જ નથી. નરકમાં પરાધીનપણે ઘોર દુઃખ સહવાનાં છે. સ્વાધીનપણે સ્વેચ્છાએ વિવેકપૂર્વક આત્મહિતાર્થે ઉગ્ર ચારિત્ર સુધીનાં કષ્ટ સહવાનું માનવકાયાએ બની શકે છે. 'આવી મહા મોઘેરી કાયાને સંસારની લાલચો માટે તો, જોઈએ તેટલાં કષ્ટમા ગદ્દરાય, અને ધર્મ માટે આત્મહિતની વાત આવે ત્યા સુવાળી રખાય! કષ્ટથી ભાગેડુ બનાવાય!' એ ભાગ્ય ફોડી નાખવાનો ધંધો છે, સરાસર મૂર્ખાઇ જ શું, આડાઈ છે, દીર્ઘાતિદીર્ઘકાળના આત્મવિનાશ સર્જવાનો ધંધો છે! માટે કાયકષ્ટ-તપ અહીં ખાસ આદરવા જેવો.

(૬) **સંલીનતા-તપ** એ છેલ્લો છઠ્ઠો બાહ્ય તપ છે. એમાં મન-વચન-કાયાને પાપથી બને તેટલાં ગોપવી રાખવાનું આવે, હલનચલન બંધ રાખવામાં આવે. દા ત બોલવાનું આવ્યું ત્યાં મનને એમ થાય કે 'બોલીશ તો કદાચ જૂઠું બોલવાનો, કોઇની નિંદા કરવાનો, કે પાપવચન બોલવાનો અવસર આવશે, માટે મૌન રાખવા દે, યા ઓછું બોલવા દે;' એમ વિચારી મૌન રાખે, તો એ વાણીનો સંલીનતા-તપ થયો અથવા જેટલું ઓછું બોલાયું એટલો સંલીનતા-તપ થયો એવું કોઇ વસ્તુ કે બનાવ પર ક્રોધ-લોભાદિભર્યો વિચાર કરવા જતાં પાપના ડરથી એ વિચાર જ માંડી વાળે, યા એના પર અમુક પ્રમાણમાં અંકુશ મૂકે, તો એ મનનો સંલીનતાતપ થયો. એમ માળા ગણવા બેઠા, કે વ્યાખ્યાન સાંભળવા બેઠા, ત્યાં કાયાને બરાબર સ્થિર એક

આ લાભ મળે છે. આ ચોથા બાહ્ય તપની વાત થઈ.

(૫) **કાયકષ્ટ તપમાં** કાયાને ધર્મના અર્થે અને કર્મક્ષયના અર્થે જેટલી કષ્ટિ આપો, એટલાં કર્મ ખપે. મંદિરે ગયા, સીધા જ પ્રભુની આગળ જઈ દર્શન કરવા ઊભા રહેવાને બદલે પહેલાં પ્રભુને ત્રણ પ્રદક્ષિણા આપો એટલું આ કાયકષ્ટ થયું. પણ ત્યાં જો માંડવાળ કરી કે 'કોણ આ લાંબી લાંબી પ્રદક્ષિણા ફરવા જાય ? ચાલો સીધા દર્શન, સ્તુતી, નમસ્કાર કરી લઈએ.' એમ કરી જો પ્રદક્ષિણા ટાળી તો એટલો કાયકષ્ટ-તપ હાથવેંતમાં છતાં ગુમાવ્યો ! એટલી પ્રદક્ષિણા ફરવામાં શો બહુ સમય લાગે છે ? કે કયાં બહુ ટાંટિયા દુઃખી જાય છે ? આમ તો કોઇની સાથે વાતે લાગ્યા કેટલો ય સમય કયાં ફોગટ નથી ગુમાવતા ? શરમના માર્યા ય ઈચ્છા નહિ છતાં વાતમાં ઊભા રહેવું પડે છે ને ? ત્યાં કયાં સુકોમળ પગ દુઃખવા લાગી ગયા ? અહીં એક ૩ પ્રદક્ષિણા માત્રના કષ્ટથી, પરમાત્માની પ્રત્યે મહાન વિનય બતાવવાનો અવસર આવ્યો, ત્યાં કાયકષ્ટથી ગભરાવાનું ? સમયનો હિસાબ ગણવાનો ?

### માનવકાયાનો શો ઉપયોગ ? :-

દેવભક્તિ, સાધુ-સેવા, સંઘ-સાધર્મિક વૈયાવચ્ચ અને ધર્મના અનુષ્ઠાન તથા જીવજયણા વગેરેમાં કાયાને જેટલું કષ્ટ આપો એટલો એ તપ થાય, અને તે વિપુલ કર્મક્ષય કરી આપે ! માનવકાયાનો બીજો શો સદુપયોગ છે ? એક દિ' એ લાકડામાં જવાની છે. એમાંથી કસ કાઢી લો, સત્ત્વ ખેંચી લો, એટલું કમાવાનું થશે. ભૂલતા નહિ,-માનવકાયાથી જ આ કર્મક્ષયાર્થે કષ્ટ સહી સહીને સર્વવિરતિ ચારિત્ર

સુધી પહોંચવાનું અને એ આદરવા-પાળવાનું શક્ય છે.

**બીજી ગતિમાં કેમ શક્ય નહિ ? :-**

દેવગતિમાં તો ભોગની લીલા છે પશુ-પંખીપણામાં વિવેક જ નથી. નરકમાં પરાધીનપણે ઘોર દુઃખ સહવાનાં છે. સ્વાધીનપણે સ્વેચ્છાએ વિવેકપૂર્વક આત્મહિતાર્થે ઉગ્ર ચારિત્ર સુધીનાં કષ્ટ સહવાનું માનવકાયાએ બની શકે છે. 'આવી મહા મોઘેરી કાયાને સંસારની લાલચો માટે તો, જોઇએ તેટલાં કષ્ટમા ગદરાય, અને ધર્મ માટે આત્મહિતની વાત આવે ત્યાં સુંવાળી રખાય ! કષ્ટથી ભાગેડુ બનાવાય !' એ ભાગ્ય ફોડી નાખવાનો ધંધો છે, સરાસર મૂર્ખાઇ જ શું, આડાઈ છે, દીર્ઘાતિદીર્ઘકાળના આત્મવિનાશ સર્જવાનો ધંધો છે ! માટે કાયકષ્ટ-તપ અહીં ખાસ આદરવા જેવો.

(૬) **સંલીનતા-તપ** એ છેલ્લો છઠ્ઠો બાહ્ય તપ છે. એમાં મન-વચન-કાયાને પાપથી બને તેટલાં ગોપવી રાખવાનું આવે, હલનચલન બંધ રાખવામાં આવે. દા. ત. બોલવાનું આવ્યું ત્યા મનને એમ થાય કે 'બોલીશ તો કદાચ જુઠું બોલવાનો, કોઇની નિંદા કરવાનો, કે પાપવચન બોલવાનો અવસર આવશે, માટે મૌન રાખવા દે, યા ઓછું બોલવા દે;' એમ વિચારી મૌન રાખે, તો એ વાણીનો સંલીનતા-તપ થયો અથવા જેટલું ઓછું બોલાયું એટલો સંલીનતા-તપ થયો. એવું કોઇ વસ્તુ કે બનાવ પર ક્રોધ-લોભાદિભર્યો વિચાર કરવા જતાં પાપના ડરથી એ વિચાર જ માંડી વાળે, યા એના પર અમુક પ્રમાણમાં અંકુશ મૂકે, તો એ મનનો સંલીનતાતપ થયો. એમ માળા ગણવા બેઠા, કે વ્યાખ્યાન સાંભળવા બેઠા, ત્યાં કાયાને બરાબર સ્થિર એક

જ આસને રાખી, યા ઓછામાં ઓછી હલાવી, પગ કેડ હાથ બહુ ઊંચા–નીચા ન કર્યા, તો એ કાયાનો સંલીનતાતપ થયો. એમ આંખથી ડાફોળિયાં મારવાનું બંધ કર્યું, તો એ પણ કાયસંલીનતા ઇન્દ્રિય સંલીનતા તપ થયો. એમ રાતના જાગી પડયા, અને ૦।–૦॥ કલાક કાયોત્સર્ગમાં બેઠા, તો એ પણ મન–વચન–કાયાનો સંલીનતાતપ છે.

આવા બાહ્ય તપથી પણ કર્મનો સારો ક્ષય થાય છે. કર્મ પ્રતિક્રમણથી ક્ષય પામે, તેમ ભોગવાઇને પણ ક્ષય પામે. કિન્તુ આત્મા પર અસંખ્ય જનમનાં થોકબંધ કર્મ લદાયેલાં પડયાં છે, એનો ભોગવીને શે છુટકારો થાય? એ કર્મ તો આવા તપની સાધનાથી જ થોકબંધ ક્ષય પામવા માંડે. આ કર્મનાશની ત્રીજી રીત થઇ.



## પ્રકરણ ૨૫. મોક્ષાર્થીને બાહ્ય તપનું મહત્ત્વ.

### ખાઉકલા રોગી જેવી જીવનદશા!:–

અજ્ઞાન મૂઢ જીવ પૂર્વ ભવોનાં કેઈ પાપકર્મોને લીધે કેટલી ય પ્રતિકુળતા ભોગવતો હોય છે. મનનું ધાર્યું કેટલુંય નથી નીપજતું. કેટલીય અણગમતી આપત્તિઓ આવી પડી ભોગવવી પડે છે. છતાં એ પામરને એ કર્મો તરફ દૃષ્ટિ જ નથી જતી! કર્મોનો કોઇ વિચાર જ એને નહિ! ખાઉકલા માણુસને રોગો ચાલ્યા કરે છતાં એને એ ખાઉકલાપણા પર દૃષ્ટિ જ નહિ કે 'આના લીધે હુ રોગી બન્યો રહુ છું.' એ તો કહેશે,– 'આપણું પુણ્ય ઓછું એટલે શરીર સારું ન રહે.' અથવા કહેશે,– 'આજના ઘી–દૂધ–અનાજ વગેરેમાંથી કસ ગયા, તકલાદી

માલ બની ગયા, એટલે પછી એના પર શરીર શી રીતે સારું રહે ?' કેવી અજ્ઞાન દશા છે? 'અલ્યા ખાવાનું ઓછું કર, ભારે ચીજ ખાવાની બંધ કર, પછી જો શરીર સારું ચાલે છે કે નહિ?' આ એને કોણ કહે? અને કોઇ કહે તો ય એ માને શાનો? બસ મૂઢ જીવની પણ આવી જ દશા છે. એ કર્મથી દુ:ખી છતાં કર્મ સામે જોવા તૈયાર નથી! ગુરુઓ સમજાવે તો ય તે માનવા તૈયાર નથી! પરંતુ ભૂલશો નહિ,–

**કર્મના થોક સામે આંખમિચામણા કરવા માત્રથી કર્મ એનું કામ છોડી નહિ દે.**

કર્મ તો જીવને ચારે બાજુથી ઘેરી લે છે. એક વાતની નહિ, અનેક વાતની અગવડ તકલીફ કષ્ટ ઊભા કરે છે. માટે કર્મ સામે જોવાની જરૂર છે ને અસંખ્ય જનમના આત્મા પર લદાયેલ કર્મ તપથી હેઠા ઉતારવા જેવા છે. એ તપ અહીં થઇ શકે.

પ્ર૦–તપથી કર્મ નાશ પામે એમાં પ્રમાણ શું?

ઉ૦–તપની વિરુદ્ધ દશામાં ચાલવાથી કર્મ ઊભાં થયાં છે, તો સહજ છે કે તપથી એનો નાશ થાય. દા. ત. ખાવાની ભૂલથી તાવ આવ્યો તો એ ખાવાનું બંધ કરવાથી ચાલ્યો જાય છે ને? એમ ખાઉં ખાઉંની સંજ્ઞાથી કર્મ ઉભાં થયાં તો હવે અનશન–વૃત્તિસંક્ષેપ વગેરે તપથી નાશ પામે એ સ્વાભાવિક છે. બાકી તો જુઓને કે જીવો આ સંસારથી છુટીને મોક્ષ શી રીતે પામ્યા?

## મહાવીર પ્રભુનો તપ.

**ભગવાન મહાવીર સ્વામી જેવાએ પણ ઘોર તપ કેટલો કર્યો!** પ્રભુનો સાડા બાર વરસનો સાધનાકાળ એમા

ઉપવાસ કેટલા? અને ખાવાના દિવસ કેટલા? પારણાના યાને ખાવાના દિવસ માત્ર ૩૪૯! એટલે એક વરસ જેટલા પણ દિવસ નહિ. તો ઉપવાસ ૧૧॥ વરસથી ય વધુ થયા ને? ૬–૬ મહિના સુધીના પણ સતત ઉપવાસ પ્રભુએ કર્યા! ૧૨॥ માંથી ૧૧॥ વર્ષ અનશન એટલે કેટલો તપ?

એટલા ઉપવાસ જ, એટલે એમાં સંપૂર્ણ ઊનોદરી, સંપૂર્ણ વૃત્તિસંક્ષેપ અને સંપૂર્ણ રસત્યાગ તો થઇ જ ગયો ને? ત્યારે

મહાવીર પ્રભુએ કાયકષ્ટ કાયક્લેશ કેટલો કર્યો? ૬–૬ મહિનાના સતત ઉપવાસ છતાં નિયતક્રમ મુજબનો વિહાર ચાલુ! એમાં વળી ક્ષુધાપરિસહ, તૃષાપરિસહ, શીતપરિસહ, ઉષ્ણપરિસહ વગેરે પરિસહોના કષ્ટ સાડા બાર વરસ સુધી ચાલુ! એમાં ય દુષ્ટ દેવતાઓ, અનાડી માણસો, અને અજ્ઞાન કુતરા વગેરે તામસી પશુઓના ભયંકર ઉપસર્ગ–ઉપદ્રવનાં ઘોર કષ્ટ પણ પ્રભુએ આવકાર્યાં!

ત્યારે પ્રભુએ સંલીનતા–તપ કેવો કર્યો?

**'સાડા બાર વરસ જિન ઉત્તમ**
**વીરજી ભૂમિ ન ઠાયા હો.'**

૧૨॥ વર્ષ સુધી શું દિવસ કે શું રાત, વીર ભગવાન જમીન પર પલાંઠી માંડીને બેઠા ય નહિ, પછી સુવાની તો વાત જ ક્યાં? માત્ર દિવસના ત્રીજા પ્રહરમાં આહાર–વિહાર–નિહાર સિવાય દિવસ–રાત કાઉસ્સગ્ગ–મુદ્રાએ રહ્યા! ખડા ખડા જ ધ્યાનમાં! શરીર બહુ થાકે તો થોડીવાર ગોદોહિકા–આસને; તે પણ સ્થિર ધ્યાનમા જ રહ્યા. વિચારો સંલીનતા કેવી! મન–વચન–કાયાને સંગોપી રાખવાનું કેવું અદ્‌ભુત!

બાહ્ય તપ જો નિરર્થક હોત તો પ્રભુ એ શું કામ કરત ? યા તપથી જો માત્ર પુણ્ય અને સ્વર્ગીય સુખ–સમૃદ્ધિ જ મળતી હોત, તો પ્રભુને તો એ જોઈતી નહોતી, પછી શું કામ તપ કરત ? માટે કહો, પ્રભુને તો સર્વકર્મ–ક્ષય કરી સ્વાત્માને તદ્દન નિર્મળ અને મુક્ત કરવો હતો; એ કામ તપથી સિદ્ધ થાય; માટે એમણે જગી તપ કર્યો. તેમાં ય ધ્યાનાદિ આભ્યન્તર તપની સાથે ઉપવાસાદિ બાહ્ય તપ એટલા માટે કર્યા કે

**બાહ્ય તપથી આભ્યન્તર તપને પુષ્ટિ મળે છે.**

પ્ર૦–સંયમ–સામાયિક–ચારિત્રથી કર્મ નાશ ન પામે ?

ઉ૦–કર્મ નાશ પામે, પરંતુ તે તો તેમા રહેલા નિર્જરાતત્ત્વ યાને બાહ્યાભ્યન્તર તપ અશના લીધે બાકી ચારિત્ર મુખ્યત્વે તો સવરતત્ત્વ છે. એમાં કર્મ આવવાના દરવાજા બંધ થાય. 'સંવર' એટલે આશ્રવ–નિરોધ, અર્થાત્ કર્મબંધના હેતુઓની અટકાયત, એથી નવાં કર્મ બંધાતા અટકે પણ આત્મા પર ચોટીને રહેલાં જુનાં કર્મોનું શુ ? એ કાઇ ભોગવી ભોગવીને કાઢ્યે પાર ન આવે. અસંખ્ય કાળનાં કર્મો આ ટુંકાશા જનમમા માત્ર ભોગવાયે શે ખૂટ્યે ? તેથી કહો,–

**કર્મોનો વિશેષ નિકાલ તો તપથી જ થાય.**

માટે શાસ્ત્રે 'ધમ્મો મંગલમુક્કિટ્ઠં, અહિંસા–સંજમો-તવો' ધર્મ અહિંસા–સંયમ–તપ એમ ત્રણ પ્રકારે કહ્યો. માત્ર અહિંસા અને સંયમ એમ બે જ પ્રકારનો ધર્મ ન કહ્યો. એની સાથે તપ પણ જોઇએ જ.

પ્ર૦–અહિસા જુદી કેમ કહી ? સંયમમાં અહિંસા ન આવે ?

ઉ૦– આવે; પણ અહિંસાને પ્રધાન બનાવવા એને જુદી કહી. બધો ય સંયમ અહિંસાના ઉદ્દેશથી છે; અહિંસા માટે છે. જો અહિંસાનું પાલન નહિ, તો સત્ય એ પણ સંયમ નહિ, ને બ્રહ્મચર્ય એ પણ સંયમ નહિ સાચું તો બોલે પણ એ જો જીવઘાતમાં નિમિત્ત બનતું હોય તો એ સંયમ શાનું ? એમ બ્રહ્મચર્ય તો પાળે, પરંતુ રોગિષ્ઠ છે અને ડાકટરવૈદ્ય કહે છે કે 'બે વરસ બ્રહ્મચર્ય પાળો તો રોગ જશે, સશક્ત થશો, પછી સારી રીતે જીવી શકશો, ને સંસારસુખ ભોગવી શકશો,' એટલે બ્રહ્મચર્ય પાળે; તો એ સંયમધર્મ શાનો ? સારી રીતે સંસારસુખ ભોગવવાં એટલે હિંસા–આરંભ–સમારંભ સારી રીતે ચાલવાનાં. આના માટે હાલ બ્રહ્મચર્યપાલન કરે એને સંયમધર્મ શી રીતે કહેવાય ? એમ બહારમાં સારા દેખાઈ સારા સ્વાગત મેમાનગીરી મેળવવા માટે ઇન્દ્રિયનિગ્રહ કરે, તો એ સંયમધર્મ શાનો ? એમાં તો હિંસાને પોષણ મળવાનું. માટે કહો સંયમધર્મ અહિંસાનો પોષક જોઇએ.

ધર્મ ૩ પ્રકારે,—અહિંસા, સંયમ અને તપ. આમાં અહિંસા-સંયમ ઉપરાંત તપને પણ ખાસ સ્થાન આપ્યું, તે એ હિસાબે કે જેમ અહિંસા–સંયમથી નવાં કર્મ આવતાં અટકે, તેમ તપથી જુનાં જંગી કર્મોનો ફેંસલો થાય, નિકાલ થાય ! બોલજો, તમારા જીવનમાં તપને સ્થાન કેટલું ? તપને અગત્ય કેટલી અપાય છે ?

તમે સાધુ હશો તો કહેશો,–" અમે આભ્યન્તર તપ સ્વાધ્યાય કરીએ છીએ ને ? અને શાસ્ત્ર પણ કહે છે, કે સ્વાધ્યાય જેવો તપ થયો નથી, થવાનો નથી. આભ્યન્તર તપ બાહ્ય કરતાં વધુ મહત્ત્વનો છે."

પરંતુ આટલું જ જુઓને કે પ્રભુ મહાવીર ભગવાનને શું એકલો સ્વાધ્યાય કરવાનું ને ખાઇપીને ધ્યાન ધરવાનું નહોતું આવડતું? એમણે શા સારુ ૧૧ાા વર્ષનાં અનશન-વૃત્તિસંક્ષેપ-રસત્યાગ કર્યાં? શા સારુ ઘોર પરિસહનાં કષ્ટ ચાહીને સહ્યાં? કેમ સતત કલાકોના કલાક કાયોત્સર્ગમાં રહી સંલીનતા કરી? ભૂલશો નહિ, સ્વાધ્યાયના ઓઠા હેઠળ એ બધું બાજુએ મૂકી સુંવાળું જીવન જીવશો એમાં ઠગાશો.

**સુંવાળાશથી કર્મ છુટવાને બદલે કેઇ કર્મોના ઝુંડ વળગતાં ચાલશે.** કર્મને શરમ નથી. એકપણ દરવાજો ખુલ્લો રહ્યો કે એ પેસી જવાના. '**અનશન** વગેરેને બદલે છુટથી ખાવાનું રાખ્યું, દ્રવ્યસંક્ષેપ ને રસત્યાગને બદલે મળે એટલા દ્રવ્ય ખાવાનું ને મળે એટલી વિગઇઓ ઉડાવવાનુ રાખ્યું ઇરિયાવહિય-પડિક્કમણું વગેરે બેઠા બેઠા કરી **કાયકષ્ટને** આઘો રાખવાનું કર્યું, વાતોચીતો-છુટથી ને બેઠક આરામથી રાખી **સંલીનતા** આઘી રાખવાનું કર્યું જો આ બધું કર્યું તો ભારોભાર કર્મોને આવવાના એ દરવાજા છે, એટલે આત્મામાં ભારોભાર કર્મ આવ્યા વિના રહે?

**એકલા સ્વાધ્યાયમાં કયા આશ્રવ ખુલ્લા?**

**ઇન્દ્રિયોની અવિરતિ બાહ્ય તપથી અટકે :-**

જોજો હોં, સ્વાધ્યાય એ તપ છે, નિર્જરાતત્ત્વ છે, એથી કર્મક્ષય થશે; પરંતુ એકલા સ્વાધ્યાયમાં પેલા આશ્રવતત્ત્વો, ખાવાની છુટ, રસની છુટ, આરામી, વાતોચીતો, ધર્મકષ્ટ-પરિસહને બદલે સુંવાળાશ....વગેરે આશ્રવો ખુલ્લા છે. એથી તો ભરપૂર કર્મો બંધાતા રહેવાના! તેનું શું? શાસ્ત્રે હિંસાદિની અવિરતિ કહી છે, એમ ઇન્દ્રિયોની પણ અવિરતિ કહી છે, અને બાહ્ય તપ મુકીને સુંવાળાશ-સુખશીલતા

ભોગવવી, એ ઇન્દ્રિયોની અવિરતિ છે. એથી જંગી કર્મોની અને અશુભ અનુબંધોની આવક થાય, એનાથી કેમ બચાશે? એકલો સ્વાધ્યાય કાંઈ એને અટકાવી નહિ શકે; તેમ એ બંધાયેલાં પાપકર્મો અને અશુભાનુબંધોનો નાશ નહિ કરી શકે. માટે ભરોસે રહેતા નહિ.

**ભગવાન જેવાને** તો સ્વાધ્યાય-તત્ત્વચિંતન આપણા કરતાં જબરદસ્ત ચાલેલું છતાં બાહ્ય તપની એમને ય જરૂર લાગી. શા માટે? આટલા જ માટે કે બાહ્ય-આભ્યન્તર તપથી જુનાં કર્મોનો નિકાલ તો કરવાનો જ છે, પરંતુ

**નવાં કર્મ ન આવે એ માટે પણ બાહ્ય તપ દ્વારા અશુભ યોગ અને ઇન્દ્રિયોની અવિરતિને રોકવાની જરૂર છે.**

**બાહ્ય તપ રાખે તો અશુભ-યોગરૂપ-આશ્રવ અને ઇન્દ્રિય-અવિરતિરૂપ આશ્રવ રોકાય.**

**બાહ્ય તપ દ્વારા આહારાદિ સંજ્ઞાઓને કચડી નાખી શકાય. તેથી પછી એ સંજ્ઞાઓ ઉપર ઊઠતાં દુષ્કૃત્યોને ય તિલાંજલિ મળી જાય.**

**આત્મા પર પાપકર્મ ચોંટતા અટકાવવા માટે અહીં બે કામ કરવાના છે,–**

(૧) પાપપ્રવૃત્તિઓ બંધ કરવાની: ઇન્દ્રિયોની અવિરતિ (છુટ) ને પોષે એવી પ્રવૃત્તિ પ્રતિજ્ઞાથી બંધ; જેથી નવાં કર્મ આવતાં અટકે.

(૨) આ પાપપ્રવૃત્તિઓ ભવિષ્યમાં પણ ન ઊઠે એ માટે એના મુળમાં કામ કરતી આહારસંજ્ઞા, વિષયસંજ્ઞા વગેરે સંજ્ઞાઓ કચરી જવાની; જેથી ભાવી પાપો અટકે.

ભગવાને બાહ્ય તપથી આ બંને કામ કર્યાં. તેથી જ એ

વીતરાગ સર્વજ્ઞ થયા;

માટે આ ખૂબ યાદ રાખો કે,

**બાહ્ય તપ માત્ર કર્મના ક્ષય માટે જ નથી, કિન્તુ નવાં કર્મોને લઈ આવનાર જે આશ્રવો-ઇન્દ્રિયની આસક્તિ, હિંસાદિની અવિરતિ, શરીરમમત્વ અને આહાર-મમત્વરૂપી કષાય. તથા અશુભ મન-વચન-કાયયોગ,- એ આશ્રવોને રોકવા માટે પણ છે.**

**બાહ્ય તપથી કેવી કેવી રીતે આશ્રવો રોકાય? :-**

આશ્રવો પાંચ છે,- '૧. ઇન્દ્રિય, ૨. કષાય, ૩. અવ્રત, ૪. જોગ, ૫. કિરિયાઓ' (૧) ઇન્દ્રિયોને એના વિષયોમાં જવા-રાચવાની જેટલી જેટલી છુટ, એટલો આશ્રવ છે. વૃત્તિસંક્ષેપ અને રસત્યાગથી એના પર કાપ પડે. જો એ તપ નહિ, તો એનો અર્થ એ કે ઇન્દ્રિયોને છુટી રાખવી છે. (૨) 'કષાયો' એટલે રાગ-દ્વેષ વગેરે થાય તે. 'અનશન' એટલે કે ઉપવાસ એકાશન આદિ તપ, રાત માટે ચોવિહાર આદિ પચ્ચક્ખાણ, અને દિવસના ખાનપાનના ટંકનું નિયમન એનાથી ખાવા પર રાગ અંકુશમાં આવે. જો એ નહિ, તો એનો અર્થ એ કે એ રાગની બોલબાલા છે. એમ 'ધર્માર્થે કાયકષ્ટ'થી કાયા પરનો રાગ-કષાય કંઈક દબાય જો એ કાયકષ્ટથી ભાગેડાપણું હોય, તો એનો અર્થ એ કે એ રાગકષાય સારી રીતે મહાલતો છે. 'સંલીનતા'થી મન-વચન-કાયાના અશુભ યોગ (પ્રવર્તન) દબાય. પણ જો સંલીનતા નહિ, તો એ અશુભ યોગો મહાલતા રહેવાના એમ બાહ્ય તપ આ આશ્રવોને રોકનારા બને છે; તેથી નવાં કર્મો બંધાતા અટકે, અને સંજ્ઞાઓ-વાસનાઓ જરૂર મોળી પડતી જાય. જીવનમાં જો આ બાહ્ય તપ કરતો નથી, ને સ્વાધ્યાય-ધ્યાન-

જાપ કરે છે, તો એને એ આશ્રવો ક્યાંથી અટકવાના? ઇંદ્રિય-અવિરતિ શે છૂટવાની? અહીં બે પ્રશ્ન થાય,–

**(૧) બાહ્ય તપ એ સંવર કેમ?**

**(૨) સ્વાધ્યાયમાં ભાવ આશ્રવ કેમ અટકે?:–**

પ્ર૦– જો બાહ્ય તપથી આશ્રવ અટકે છે, તો એને નિર્જરા તત્ત્વમાં કેમ ગણ્યો? સંવરમાં કેમ નહિ? આશ્રવ-નિરોધ એ સંવર.

ઉ૦– તપને સંવરતત્ત્વમાં પણ ગણેલો જ છે. જુઓ સંવરમાં ક્ષમાદિ ૧૦ પ્રકારનો યતિધર્મ આવે છે, એમાં તપનો પણ સમાવેશ છે. 'ખંતિ મદ્દવ અજ્જવ, મુત્તી તવ સંજમે અ બોધવવો....' એમાં 'તવ' એટલે તપ લીધો છે. એટલે બાહ્ય તપ એ સંવર પણ છે જ. અહીં બાહ્ય તપ ઉડાવનાર કહે છે,–

પ્ર૦–સ્વાધ્યાય આદિથી ભાવ–આશ્રવ રોકાય ને? તો પછી બાહ્ય તપ નહિ તેથી દ્રવ્ય–આશ્રવ ન રોકાયા તેથી શો વાંધો?

ઉ૦– ભાવ આશ્રવ એ આત્માના પરિણામરૂપ છે. સ્વાધ્યાય-જાપ-ધ્યાનથી એ રોકાવાને અવકાશ છે, પરંતુ તે બાહ્ય તપના સહારે રોકાય. જો બાહ્ય તપ નથી, તો ઇંદ્રિયોની અવિરતિ ખુલ્લી છે; આહારમમત્વ–કાયમમત્વ વગેરે લોભ કષાય ખુલ્લા છે; અને સંલીનતાના અભાવે પ્રમાદ ખુલ્લો છે. આ અવિરતિ, કષાય અને પ્રમાદ એ આત્માના પરિણામરૂપ ભાવઆશ્રવ જ છે; તેથી તો ભાવઆશ્રવ ખુલ્લા રહ્યા; બંધ ક્યાં રહ્યા? પછી એકલા સ્વાધ્યાય–ધ્યાનથી શો સંતોષ રખાય? કર્મપ્રવાહ આવતો કેમ અટકે?

**બાહ્ય તપ નહિ; તો શાનું જોર?:–**

માટે બાહ્ય તપની ઉપેક્ષા કરવામાં બચાવ મળે એમ નથી.

વિચારવાનું તો એ છે કે જો બાહ્ય તપની પરવા નથી, તો સ્વાધ્યાય-ધ્યાન-જાપ કયા જોરદાર થઈ શકવાના હતા? કેમકે બાહ્ય તપ નથી એટલે (૧) ખાનપાનની, ઇષ્ટ દ્રવ્યોની, અને મનગમતા રસોની વૃત્તિઓ જાગતી રહેવાની! એમ, (૨) કાયાની સુખશીલતા, આરામી અને કષ્ટમાંથી ભાગેડુ વૃત્તિ પણ સચેત રહેશે. (૩) એના અંગેના વિચારો મનને ડહોળ્યા કરવાના. ત્યાં માનેલો સ્વાધ્યાય કે જાપ-ધ્યાન સબળ ક્યાંથી ચાલવાના? **એ તો છએ પ્રકારના બાહ્ય તપના ચાલુ અભ્યાસથી ઇંદ્રિયો અને મનને શાંત કર્યું હોય, આત્માને નિયંત્રિત કર્યો હોય, તો જ સ્વસ્થ મન સ્વસ્થ આત્મા સ્વાધ્યાય-જાપ-ધ્યાનમાં નિશ્ચળપણે અને તન્મય થઇને પ્રવર્તી શકે.**

**બાહ્ય તપ નિંદનારાને પ્રશ્નો :-**

માટે બાહ્ય તપ અતિશય જરૂરી છે. એને પશુના જેવું કાયકષ્ટ કરી નિંદનારા અને નિરુપયોગી કહેનારાને એક સવાલ છે કે જો તમે આત્મતત્ત્વનું ચિંતન અને ધ્યાનના ખરેખરા ખપી છો તો આત્મા તો મૂળ સ્વરૂપે રાગાદિ વિનાનો છે. એને સારા-ખોટા, કડવા-મીઠા, સુંવાળા-બરછટ વિષયોની પરવા ન હોય. તો પછી તમે (૧) દૂધ-પૂરી જ કેમ લો છો, કરિયાતુ-પૂરી કેમ નથી લેતા? (૨) મોટરમા જ કેમ ફરો છો? પગે ચાલીને જ કેમ નથી પ્રવાસ કરતા? (૩) ઝુંપડિયા મકાન કે શિલા ઉપર જ કેમ નથી બેસતા? આલીશાન ઇમારતમાં જ કેમ રહો છો?.... તમારો આવો આવો ઢગલાબંધ એકપક્ષીય વ્યવહાર તમારો રાગ સૂચવે છે. એ હટયા વિના આત્મા શુદ્ધ થશે? અને

રાગને હટાવવો–મિટાવવો હશે તો રાગના ચાળા કરાવનાર એ બાહ્ય ઇષ્ટ વિષયો પર કાપ મૂકયા વિના ચાલશે? એ તો એના પર કાપ મૂકવો જ પડશે; ને એ બાહ્ય તપથી જ થશે. નહિતર તો અનિષ્ટ વિષય મૂકીને ઇષ્ટ તરફ મન જાય છે, ઇષ્ટ વિષયો તરફ ઇંદ્રિયો જાય છે, ઇષ્ટ લેવા કાયા જાય છે, એ ઇષ્ટના રાગ અને અનિષ્ટના દ્વેષને લીધે છે, એ સમજી જ રાખવું પડે.

**બાહ્ય તપના અભાવે આર્તધ્યાન :–**

ત્યારે આર્તધ્યાનનું જન્મસ્થાન રાગ–દ્વેષ છે, એ વાત તો વિચારાઈ ગઈ છે. એટલે ભલે ને નિશ્ચયનય પકડવાનો ચાળો રાખ્યો અને આત્મચિંતન–આત્મલક્ષ રાખવાનું માની લીધું, છતાં જો બાહ્ય તપ નથી, ભોજનટંક પર કાપ નથી, રસત્યાગ નથી, દ્રવ્યસંકોચ, વૃત્તિસંકોચ અને ધર્મક્રિયાનાં કષ્ટ કરવા નથી, એટલે તો પછી સુખશીલતાથી ઇષ્ટ–અનિષ્ટના રાગ–દ્વેષ ઊભા જ રહેવાના, અને એના પર આર્તધ્યાન થયાં જ કરવાનાં.

**બાહ્ય તપ નહિ છતાંય આર્તધ્યાનથી બચાવ કમમાં કમ બાહ્ય તપને મહત્ત્વ આપવાથી જ મળે.**

એમાંય ખૂબી આ, કે હજીય જે ભવી જીવ આ બધા બાહ્ય તપને કર્તવ્ય માનતો હશે, એને અતિ આવશ્યક સમજતો હશે, અને પોતે એ ન આચરવા બદલ ભારે ખેદ અનુભવતો હશે, એ તો જોયા કરશે કે ‘આ અહીં મારો રાગ કામ કરે છે, ને તહીં દ્વેષ ઊભો છે; અને એ જ બે રાગ અને દ્વેષ સંસારના મૂળ કારણ છે. એ ભવવર્ધક છે, ચારે ગતિમાં ભમાવનારા છે. માટે એ રાગ–દ્વેષ પોષાતા જાય એવાં આર્તધ્યાન મારે કરવાં નથી. આર્તધ્યાન શું કામ કરું?

એથી કાંઈ મનગમતી વસ્તુ મળી જતી નથી, તેમ કાંઈ ગમે તેટલી અણગમતી વસ્તુ ટળી જતી નથી, કે આવતી અટકતી નથી એ બધું તો કાંઇક પુરુષાર્થને આધીન અને મુખ્યપણે તો ભાગ્યને આધીન છે. ત્યા વચમાં ફોગટિયાં આર્તધ્યાનને શું કામ ઘાલું ? છતાંય જે આર્તધ્યાન નડી જાય છે એ ઇષ્ટની ગુલામીના કારણે છે. માટે એનો શક્ય ત્યાગ કરવાનું કરું ?' આમ નજર રહેવાથી આર્તધ્યાનથી શકય બચવાનો પ્રયત્ન રહેશે.

## ઢોંગી અધ્યાત્મી કયાં ભૂલે છે ?

પણ જેને બાહ્ય તપ ઉપયોગી જ લાગતો નથી અને એકલી નિશ્ચયની અને આત્મસ્વરૂપના લક્ષની મોટી મોટી વાતો કરવી છે, એવા ઢોંગી અધ્યાત્મીને ઇષ્ટથી બચવાનો પ્રયત્ન જ શાનો ? અરે ! એનું લક્ષ પણ કયા ? એ તો માનતો જ નથી કે 'આ ઉપવાસાદિ તપ કરવો જોઇએ, આ દ્રવ્ય સંકોચના અને શકય રસત્યાગના નિયમ રાખવા જ જોઇએ, આ ધર્મક્રિયાના કષ્ટ ઉઠાવવાં જ જોઇએ. અમુક સમય મૌન; પાપનું બોલવાનો આટલો આટલો ત્યાગ, પાપની કાયિક ક્રિયા આટલી આટલી ત્યાગ ...વગેરેથી સંલીનતા કરવી જ જોઇએ.' આ બધું જરૂરી જ ન માને પછી એ ન આચરે અને એથી વિરુદ્ધ અશન, નિઃસંકોચ દ્રવ્યોપભોગ, રસલ્હાણ, સુખશીલતા વગેરે યથેચ્છ ઉડાવતા રહેવામા એને ખેદ શાનો ? ત્યા રાગ-દ્વેષ અને આર્તધ્યાન વળગ્યા જ રહેવાના.

**બકરાને કૂતરું માનવાની મૂઢતા :-**

વળી મૂઢતાને લીધે એને રાગાદિનું ભાન પણ નહિ

રહેવાનું. એ રાગાદિ ચોરોની એને ખબર જ નહિ પડે. ત્રણ ધુતારાથી ઠગાયેલા પેલા બ્રહ્મણની જેમ બાહ્યતપરૂપી બકરાને નુકસાનકારી કે આભડછેટ કરનારું કૂતરું માની છોડી દેશે, અને જાલિમ કરડી ખાનારા કૂતરાતુલ્ય યથેચ્છ ખાનપાન-રસમોજ વગેરેને વળગ્યો રહેશે!

સારાશ આ છે કે,–**આર્તધ્યાન અને એને કરાવનારા રાગ-દ્વેષથી કંઇકે બચવું હોય તો વિવિધ બાહ્ય તપ-નિયમ-કષ્ટ અત્યંત જરૂરી છે.** એના વિના એકલા સ્વાધ્યાય-જાપ-ધ્યાનના ભરોસે ચાલવામાં રાગાદિ ચોરો એમજ મહાલ્યા કરશે, અને એ ચોરો એમનું કડુ ફળ દેખાડવાના.

જુઓ, આચાર્ય આર્ય મંગુ મહાન પ્રભાવક આચાર્ય હતા, સંયમી હતા, અનેકોના ઉપર ભારે ઉપકાર કરનારા હતા. છતાં જો વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ ચૂકયા, તો ચોર જીભડીને અને એના ચોર વિષયોને મહાલવાનું થયું! પરિણામ? મરીને ઊંચા વૈમાનિક દેવલોકમાં જવાને લાયક એવા મહાન ધર્માચાર્ય હલકી જક્ષની યોનિમાં ગયા. અહીં સવાલ છે,–

પ્ર૦–ચારિત્ર, ધર્મપ્રભાવના, પરોપકાર વગેરે સુકૃતોએ એમને કેમ બચાવ્યા નહિ?

ઉ૦–અહીં એક મહાન તત્ત્વ ધ્યાનમાં લો કે,

**સુકૃતથી દુષ્કૃત્યનાં ફળ રદ થતા નથી.**

જૈનશાસન બતાવે છે કે ધર્મ મોટો આચરો, પણ જો સાથે નાનું પણ દુષ્કૃત્ય આચરશો, તો પેલા સુકૃતથી આનું પાપ માફ નથી થતું, આનું કડુ ફળ રદ નથી થતું.

**સુકૃતથી દુષ્કૃત્યનો બચાવ ન મળે :-**

સુકૃત કરો છો તો ઇનામ લેજો; પણ સાથે દુષ્કૃત્ય જો કરો છો તો એની સજા ય લેજો. એક માણસ દાન મોટું દેતો હોય, પણ યાચકને ધુતકારતો હોય, તો પેલા દાનથી આ ધુત્કારવાનું પાપ માફ ન થાય. દાનનાં ફળ તરીકે વૈભવાદિ મળશે, પરંતુ સાથે ધુતકારવાનાં ફળરૂપે અપયશ, દૌર્ભાગ્ય નામકર્મ, અનાદેય નામકર્મ વગેરે કર્મ જડબેસલાક બંધાવાનાં, અને એ બંધાયેલા પાપથી અપકીર્તિ–દૌર્ભાગ્ય–અનાદેયતા વગેરે ફળ પણ મળવાનાં.

'**દૌર્ભાગ્ય**' એટલે એવી કમનસીબી કે પોતે બીજાની સેવા કરતો હોય છતાં એનાં પગલાં બીજાને ગમે નહિ! એ બીજાની પાસે બેઠો હોય એ બીજાને ગમે નહિ! ત્યારે

'**અનાદેયતા**' એટલે પોતાનું યુક્તિયુક્ત પણ વચન બીજાને માન્ય થાય નહિ. બીજા ઝટ એ ઉઠાવી લે નહિ.

આ કેવી કમનસીબી? એક બાજુ ઋદ્ધિ–સમૃદ્ધિ હોય, પણ બીજી બાજુ આ દૌર્ભાગ્યાદિની સ્થિતિ હોય! શાથી એમ? કારણ એ જ કે પૂર્વે સારાં સુકૃત કરેલાં એનું ફળ ઋદ્ધિ અહીં મળી, પરંતુ પૂર્વે અભિમાનથી કોઈના ધૂત્કાર–તિરસ્કાર કે બીજું દુષ્કૃત્ય કરેલું એના યોગે દૌર્ભાગ્ય વગેરે અહીં સાથે આવીને ઊભું રહ્યું! અરે! કદાચ તિર્યંચનો અવતાર પણ આવીને ઊભો રહે!

**જિનપ્રતિમા ભરાવ્યાનું સુકૃત છતાં ઘોડો કેમ થયો?:-**

ભગવાન મુનિસુવ્રત સ્વામીએ જે ઘોડાને માટે ભરુચમાં પધારી એને પ્રતિબોધ કરેલો એને પૂર્વે શું થયું હતું? એણે એક બાજુ વિધિસર જિનમૂર્તિ ભરાવવાનું અને ઠાઠથી

એની અંજનશલાકા–પ્રતિષ્ઠાવિધિ કરાવવાનું મહાન સુકૃત કરેલું! તો શું એથી બીજી બાજુ વેપાર–રોજગારની કરાતી મોટી ધાંધલનાં પાપ રદ થયાં? ના, એ પાપોએ તો એને ઘોડાનો અવતાર અપાવ્યો! સુકૃત હતાં તેથી પુણ્યબળે રાજાના ખાસ ઘોડા તરીકેનાં માન-વૈભવ મળ્યાં. પણ તેથી શું? અવતાર તો જનાવરનો ને? માટે કહો,

સુકૃત–દુષ્કૃત્ય બંને આચરાય ત્યા સુકૃતથી દુષ્કૃત્યો માફ નહિ થાય.

**ધર્મ અને પાપ બંને સેવો ત્યાં ધર્મથી પાપ રદ નહિ થાય,** સિવાય કે પાપનાં પ્રાયશ્ચિત્તરૂપ ધર્મ કરો.

માટે જ જિનેશ્વર ભગવંતે સર્વ પાપના ત્યાગપૂર્વકના જ ધર્મને મુખ્ય કર્તવ્ય કહ્યા છે.

**પ્રતિક્રમણથી પાપની છુટ નહિ :–**

પ્ર૦– પ્રતિક્રમણ ધર્મથી પાપ નાશ થાય છે ને?

ઉ૦– એનો અર્થ એ નથી કે 'પાપ ગમે તેટલાં કરો એની છુટ છે, અને પછી પ્રતિક્રમણ કરજો, એટલે પાપ નાશ પામી જશે.'

**જૈન શાસન પાપની છુટ આપતું નથી, 'પાપ કરવામાં વાંધો નહિ' એમ કહેતું નથી.** એ તો પાપને ત્યાજ્ય જ કહે છે. નવ તત્ત્વ જુઓ એમાં પાપતત્ત્વ આશ્રવ (પાપજનક) તત્ત્વ, અને બંધ (પાપકર્મ–સંબંધ) તત્ત્વને હેય યાને ત્યાજ્ય તત્ત્વ જ કહ્યાં છે. એટલે પાપને આચરવા જ નહિ જોઇએ. એટલા માટે તો કહ્યું,

**'પ્રથમ પદે પડિક્કમણું ભાખ્યું,**
**પાપતણું અણ-કરવું.'**

'પ્રથમ પદ' એટલે ઉત્સર્ગ-માર્ગ અને 'દ્વિતીય પદ' એટલે અપવાદ-માર્ગ.

**ઉત્સર્ગ-માર્ગે પાપત્યાગ એ પ્રતિક્રમણ; પછી**

**અપવાદમાર્ગે પાપપશ્ચાત્તાપ, પાપઆલોચન** (ગુરુને નિવેદન), **અને પાપનો 'મિચ્છામિ દુક્કડં' એ પ્રતિક્રમણ.**

ત્યારે પૂછો,

**પ્રતિક્રમણથી ક્યાં પાપ રદ ?**

પ્ર૦-એમ છતાં પ્રતિક્રમણ ધર્મથી જો પાપનાશ થાય છે તો ધર્મથી રદ થવાનું તો આવ્યું ને ?

ઉ૦-તે તો પૂર્વનાં અમુક જ પાપ રદ; પણ પ્રતિક્રમણ-ધર્મ સાથે કરેલાં ને બીજાં બધાં પાપ રદ નહિ અલબત્ત સૂક્ષ્મ દોષો પ્રતિક્રમણથી રદ થાય, પરંતુ જે દોષો ગુરુ આગળ કહી એનું પ્રાયશ્ચિત્ત લેવા જેવા હોય, એ એકલા પ્રતિક્રમણથી નાશ ન પામે. એમ પાપો છોડવાની તાકાત છે છતાં પાપો આચર્યે જાય એ કાંઇ પ્રતિક્રમણથી કે પ્રાયશ્ચિત્ત માત્રથી રદ ન થાય.

**પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તથી બધાં પાપ રદ થતાં હોય તો પાપત્યાગની જરૂર શી ?** બ્રહ્મચર્યવ્રત લેવાની જરૂર જ શી ? વિષયસેવનનાં પાપ જીવનભર કર્યે જાય અને એનું પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત કર્યે જાય, એમાં વાંધો શો ? અરે ! એકલું આ જ પાપ શા માટે, ઘરવાસનાં બધાં પાપો સેવ્યે જાય પછી પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તથી એ પાપો રદ થતા

હોય, તો તો પાપત્યાગની જરૂર જ શી ? ઘરવાસ છોડી સર્વ પાપ-ત્યાગપૂર્વક સાધુદીક્ષા લેવાનું ય શું કામ ? એમજ ઘરમાં બેઠે બેઠે પ્રતિક્રમણ કરવાથી પાપ રદ થઇ મોક્ષ થઇ જાય ! પણ ના, ચારિત્રથી સર્વ પાપત્યાગ કર્યા વિના મોક્ષ થતો જ નથી. એ સૂચવે છે કે પ્રતિક્રમણ-ધર્મ કર્યે રાખો અને સાથે પાપ આચર્યે રાખો, એમાં કાંઇ એ ધર્મથી બધાં પાપ રદ થાય નહિ.

એમ કહેતા નહિ કે,

પ્ર૦-તો પછી પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તનો ઉપયોગ શો ?

ઉ૦-ઉપયોગ એ છે કે પાપ સેવાઇ ગયાં હોય એનાથી બંધાયેલ કર્મમાંની બીજશક્તિ ( અનુબંધ )નો તથા સૂક્ષ્મ પાપથી બંધાયેલ કર્મોમાંનાં કેટલાંયનો પ્રતિક્રમણથી નાશ થાય છે. પણ પાછું જો એમ માનતા રહેવાય કે 'તો પાપ કરવાનો વાંધો નહિ, પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્તથી એ રદ થઇ જશે,' તો તો એ નિઃશૂકતા ધિઠ્ઠાઇ આવી જવાથી એટલો ય પાપાનુબંધ પાપનાશ-કર્મનાશ થાય નહિ, તેથી સાચું પ્રતિક્રમણ જ થાય નહિ. ત્યાં તો પહેલું મિથ્યાત્વ જ લાગી જાય.

**પ્રતિક્રમણ પછી પાપસેવનનો વાંધો ન માને તો મિથ્યાત્વ.**

**કેમ ? મિથ્યાત્વ શું છે ?** હેય ( ત્યાજ્ય ) તત્ત્વને ઉપાદેય માને કે ઉપાદેયને હેય માને, એ મિથ્યાત્વ. એટલે પાપમાત્ર છોડવા જેવાં જ છે; પરંતુ જો 'એ આચરવામાં વાંધો નહિ' એમ માને તો એનો અર્થ તો એ થયો કે, 'એ ખુશીથી આચરાય' એમ માન્યું, તો તો એને ત્યાજ્ય ન માન્યાં. આવું મિથ્યાત્વ જ્યાં બેઠું હોય ત્યાં પછી એ ભલે ને લાખ પ્રતિક્રમણ

કરે કે પ્રાયશ્ચિત્ત લે, તો પણ પાપ નાશ ન પામે. મિથ્યાત્વની હાજરીમાં અભવીના અનંતીવારનાં ચારિત્ર નિષ્ફળ જાય છે.

**પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તથી પાપનાશ થવા માટે સમ્યક્ત્વ તો પહેલું જોઇએ.**

**'દાનાદિક કિરિયા નવિ દીએ, સમકિત વિણ શિવશર્મ.'**

સમ્યક્ત્વ વિના જ્યારે દાનાદિ ધર્મક્રિયાઓ મોક્ષસુખ ન આપી શકે, તો પછી પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત ક્રિયા પણ સમ્યક્ત્વ વિના કર્મનાશ અને મોક્ષ શી રીતે કરી શકે?

**'સમ્યક્ત્વ' એટલે સર્વજ્ઞ ભગવાને જે તત્ત્વને જેવાં સ્વરૂપનું કહ્યું હોય, તેને તે રૂપે સ્વીકારી તેના તરફ એનાં સ્વરૂપને યોગ્ય વલણ ધરવું.** દા. ત. જ્ઞાનીએ પાપત્યાગને ત્યાજ્ય સ્વરૂપનું કહ્યું છે, તો તેને ત્યાજ્ય રૂપે સ્વીકારવું, અને પાપ પ્રત્યે તે સ્વરૂપને અનુરૂપ (યોગ્ય) માનસિક વલણ ધરવું, અરુચિ-અકળામણનું વલણ ને ભયનું વલણ રાખવું. વલણ એટલે મનનો ઝોક. એ પાપ પ્રત્યે મનનો ભયનો ઝોક હોય, ગ્લાનિનો ઝોક હોય, અરુચિ-અકળામણનો ઝોક હોય. પછી એવાં વલણ પર તો એનુ ચાલે તો એ પાપને સદંતર છોડી જ દે.... યાવત્ સર્વ પાપત્યાગ પર ચડી જાય. ન ચાલે ત્યાં પાપ કરવુ પડતું હોય છતાં હૈયે એનો ક્લેશ હોય.

ત્યારે જો એમ માને કે 'પાપો કરવામાં વાંધો નહિ, પ્રતિક્રમણ-ધર્મથી એ ધોવાઇ જશે, રદ થઈ જશે,' તો આનો અર્થ તો એ થયો કે પાપ પ્રત્યે ગ્લાનિ નથી, પાપને મૂળથી જ ત્યાજ્ય માન્યા નથી, પછી તો સમ્યક્ત્વ જ શાનું હોય?

तो ए विना तो प्रतिक्रमण ए धर्म ज न बने; ए पापनाश न करी शके.

સારાંશ પાપની સાથે સાથે ધર્મ ગમે તેટલો કરાય, પરંતુ તેથી પાપને બચાવ ન મળે, પાપ છોડવા જ જોઈએ. એમાં ઇન્દ્રિયોની અવિરતિનાં પાપ યાને વિષયાસક્તિનાં પાપનો ત્યાગ કરવા માટે ૭ પ્રકારનો બાહ્ય તપ અમૂલ્ય સાધન છે. એનાથી આત્મા પર નવાં પાપ ચોંટતાં અટકે છે; એટલું જ નહિ, પણ નિરાશંસભાવના પ્રખર તપથી જુનાં રકમબંધ પાપકર્મોનો ક્ષય થાય છે, ને એમાં લબ્ધિઓ ય ઉભી થાય છે.

**સનત્કુમાર ચક્રવર્તી** મહામુનિએ ૭૦૦ વરસ રોગિષ્ઠ સ્થિતિમાં પણ જોરદાર બાહ્ય તપ આચર્યો. એમાં નવા પાપ તો અટક્યાં જ; ઉપરાંત એવી લબ્ધિ ઊભી થઈ કે દા. ત. પોતાનું થુંક લગાડી પોતાનો કોઢ રોગ મટાડી શકે પણ ખૂબી એ, કે એમણે એમ રોગ મટાડ્યો નહિ. એમની એવી તત્ત્વસમજ હતી કે,

**રોગ પર ચક્રવર્તી મુનિની તત્ત્વસમજ :–**

'આત્માના મોટા ખજાને અશાતાવેદનીય પાપકર્મ પડ્યા હોય તો જ એ ઉદય પામી રોગ–પીડા લાવે. એટલે રોગની પીડા જ્યાં સુધી ચાલે ત્યાં સુધી એ સૂચવે છે કે અંદરમાં પાપકર્મ પડ્યા જ છે. પોતાના પૂર્વબદ્ધ પાપના ઉદય વિના પોતાને પીડા આવે નહિ. માટે રોગને બળાત્કારે કાઢવાની જરૂર નથી. અંદરમાંથી પાપકચરો સાફ થઇ ગયે, કોઇ પીડા નહિ રહે. માટે રોગ દ્વારા પાપકચરાને ખત્મ થવા દેવો. જેટલી પીડા સહી લેવાય, એટલા પાપકચરા સાફ જ થાય છે. જેમ બાંધેલા કર્મ ઉદયમાં આવીને પીડા

આપે છે, એમ પીડા ભોગવતાં એટલાં કર્મ નાશ પામતા જાય છે.

**કર્મ વિના પીડા આવે નહિ, અને પીડા આપ્યા પછી કર્મ ઊભાં રહે નહિ.**

**સૂળ કર્મરોગની જ ચિંતા રાખો :-**

કર્મ ઉદય પામી પામીને ક્ષય પામી જ જાય. એટલે શારીરિક રોગનું મૂળ આત્માનો કર્મરોગ છે. એ મૂળ રોગ સાફ થવાની જ ચિંતા રાખવી. બાહ્ય રોગ સહતાં સહતાં એટલા કર્મરોગ નાબૂદ થયે જાય છે; એની સાથે બાહ્ય તપથી બીજાં પણ કેઈ કર્મરોગનો નાશ થતો આવે છે.'

સનત્કુમાર મહામુનિની આ તત્ત્વસમજ હતી. તેથી કઠોર બાહ્ય તપ કરવા સાથે રોગ સહ્યે જતા હતા. રોગ દવાથી કાઢવાની એમને કોઈ તત્પરતા નહિ. તેથી જ જ્યાં દેવતા ધન્વંતરીનું રૂપ કરી એમના રોગ કાઢવાનું કહેવા આવ્યા ત્યારે એમણે હસીને ના પાડતાં સ્પષ્ટ કહ્યું,-

**બાહ્ય રોગ એ મિત્ર શાથી? :-**

'તમે તો મારા મિત્રને કાઢવા આવ્યા છો. રોગ તો મારો મિત્ર છે. એ મારો કર્મરોગ કાઢવામાં યાને કર્મશત્રુને હટાવવામાં સહાયક છે. એને કેમ મિટાવવા દઉં? બાકી જો રોગ એમજ મિટાવવા હોત તો હું જાતે મિટાવી દેત.' પરંતુ એમ જો બાહ્ય રોગ અધરસ્તે મિટાવી દઉં, તો અંદરમાં કર્મરોગ બાકી રહી જાય એનું શું? જુઓ.' એમ કહીને પોતાના થુંકનો એક કણિયો પોતાની કોઢરોગથી વ્યાપ્ત આંગળી પર લગાડ્યો, ને કોઢ મટી આંગળી કંચનવર્ણી થઈ ગઈ! આમ રોગ સહર્ષ સહવા સાથે પ્રચંડ બાહ્ય

તપની સાધના હતી, તેથી એવી લબ્ધિ ઉત્પન્ન થઇ ગયેલી

### બાહ્ય તપ વિવિધ લબ્ધિઓ ઉત્પન્ન કરે છે :–

ઋષભદેવ પ્રભુ પૂર્વના ત્રીજા ભવમાં ચક્રવર્તી. એ ચક્રવર્તીના વૈભવ વગેરે છોડી મુનિ બનેલા, અને ચૌદ પૂર્વોનાં મહાજ્ઞાનને મેળવવાની ભગીરથ મહેનત સાથે બાહ્ય તપની એમણે જોરદાર સાધના કરેલી! તેથી એમને એવી અચિંત્ય લબ્ધિઓ ઊભી થઈ ગયેલી કે એનાં વર્ણન સાંભળતાં ચમત્કાર પામીએ કે 'અહો! આત્મામાં કેવી કેવી અચિંત્ય શક્તિઓ ભરેલી છે!' માત્ર એને રોકનારાં કર્મોને હટાવવાની જરૂર છે; અને તે બાહ્ય–આભ્યન્તર તપથી હટી શકે. પ્રભુના જીવને એક લબ્ધિ એવી ઊભી થયેલી કે એમના શરીરને અડીને ગયેલો પવન બીજા રોગીને અડે તો એનો રોગ દૂર થઇ જાય! તપ વિના કોની તાકાત કે આવી લબ્ધિ પ્રગટ કરી આપે?

### બાહ્ય તપથી સત્ત્વ પ્રગટે : સત્ત્વથી ક્ષપકશ્રેણી :–

ત્યારે જે તારણહાર બાહ્ય તપથી લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, એ બાહ્ય તપ આપણો એવો જોરદાર ન હોય તો એવી લબ્ધિ ઉત્પન્ન ન કરે, છતાં એની મૌલિક શક્તિના હિસાબે આત્માની અંદર જરૂર કાંઇક ને કાંઈક તાકાત તો ઊભી કરે જ છે, સત્ત્વને ખીલવે જ છે. કોઈ પણ મુમુક્ષુએ આ વિશ્વાસ અને ધીરજ રાખીને છએ પ્રકારના બાહ્ય તપમાં આગળ ને આગળ ધપાવવું જોઇએ. એવો અટલ વિશ્વાસ રાખવાનો કે 'જેમ જેમ અનશન ને ઊનોદરી, દ્રવ્યસંકોચ અને રસત્યાગ, તથા કાયકષ્ટ ને સંલીનતા કરતો જાઉં તેમ તેમ અંદરખાન કર્મોનાં આવરણ તુટીને એવી શક્તિ અને

સત્ત્વ ઉત્પન્ન થતાં જ જાય છે, સંગૃહીત થતાં જ જાય છે, કે જેના મહાસંગ્રહે ક્ષપકશ્રેણિ લાવનાર ઉચ્ચ કોટિનાં સત્ત્વ, ધર્મધ્યાન અને શુક્લધ્યાન ઊભાં થઇ જશે! નિરાશંસ ભાવે અને હોંશપૂર્વક કરેલ છએ પ્રકારનાં બાહ્ય તપ નિષ્ફળ જતાં જ નથી. એ અંદરખાને ભવ્યશક્તિ–સત્ત્વ ઉત્પન્ન કર્યે જ જાય છે, અને બાહ્ય તપથી જે પુણ્ય ઉત્પન્ન થાય એના કરતાં આ શક્તિ–સત્ત્વ ઉત્પન્ન થતું જાય એનું બહુ મહત્ત્વ છે.

**સત્ત્વનું અતિ મહત્ત્વ :–**

કેમકે ગુણસ્થાનકમાં ઊંચે ચડવાનું શેના પર થાય? તો કે સત્ત્વ પર થાય, યાવત્ ક્ષપકશ્રેણીના તથા વીતરાગ બનવાના મહાસત્ત્વ સુધી પહોંચવા માટે એવી શક્તિ એવા સત્ત્વનો સંચય જ ઉપયોગી થાય છે. માટે એ કરવાની ખાસ જરૂર છે. તો પછી છએ પ્રકારનાં બાહ્ય તપ વિના કેમ ચાલે?

**છએમાંના એકેક બાહ્ય તપથી આત્મામાં તે તે જાતનું એવું સત્ત્વ ઉત્પન્ન થાય છે, કે જે સત્ત્વ ઉત્કૃષ્ટ ભેગું થવાથી રાગાદિનો સંપૂર્ણ નાશ કરવામાં ઉપયોગી થાય છે.**

અનશન યાને ઉપવાસ, એકાસણું, બેસણું, ટંકનિયમ વગેરે હોંશપૂર્વક, જ્યાં જેવો અવસર ત્યાં તે પ્રમાણે કર્યે જાઓ, તેથી અંદરમાં આહારસંજ્ઞાને કચરનારું સત્ત્વ ઊભું થશે.

**સત્ત્વના અભાવે યોગભંગ :–**

આ સત્ત્વને મામુલી ન સમજતા. સત્ત્વના અભાવે ભજનમાં ભોજનની સંજ્ઞા ઊભી થઇને ભજનને ડહોળી નાખે છે. મન પ્રભુમાંથી પુદ્ગલમાં દોડી જાય છે. એમ સત્ત્વ નહિ

હોવાથી સ્વાધ્યાયાદિ બીજી ધર્મસાધનાઓને અને તત્ત્વ-વિચારણાને આહારસંજ્ઞા અને વિષયસંજ્ઞા અટકાવી દે છે. ત્યાં શુભ યોગનો ભંગ થાય છે. યોગભંગ મનને નબળું પાડી ઉચ્ચ સાધના માટે અસમર્થ કરી નાખે છે. આવી મોટી નુકસાની અટકાવવી હોય તો, સત્ત્વથી અટકાવી શકાય. આહારસંજ્ઞાને દાબવાનું સત્ત્વ પ્રગટાવ્યું હોય તો એ ભજનયોગ સાધનાની વચમાં ટપકી પડતી ભોજનસંજ્ઞાને અટકાવશે. તેથી યોગભંગ નહિ થાય, મન નબળું નહિ પડે, અને એમ ઉચ્ચ સાધના માટે મન સશક્ત રહેશે. અનશનના તેમજ દ્રવ્યસંકોચ-રસત્યાગ-કાયકષ્ટ-સંલીનતા વગેરે બાહ્ય તપના સારો અભ્યાસ રાખીને પ્રગટ કરેલા સત્ત્વના આવા બધા યોગ-અભંગ વગેરે સુંદર લાભો છે. **બાહ્ય તપથી સત્ત્વ. સત્ત્વથી યોગસ્થિરતા. એથી મનની સબળતા. સબળ મનથી ઉચ્ચતર યોગ પર આરોહણ! એમ કરતાં મહાસત્ત્વ અને ક્ષપકશ્રેણિ!** આમ બાહ્ય તપની સાત્ત્વિક ઉચ્ચ સાધના અલૌકિક પ્રભાવ ઊભો કરે છે. આના પર એક સુંદર દૃષ્ટાન્ત જુઓ.



## પ્રકરણ-૨૬ લલિતાંગ મુનિ અને અસંમત નાસ્તિક

લલિતાંગ રાજકુમાર મુનિ અને અસંમત નાસ્તિકનો સુંદર પ્રસંગ છે, જેમાં એ મુનિના જંગી તપથી પ્રગટેલા સત્ત્વ પરની સાધનાનો અદ્ભુત ચમત્કારિક પ્રભાવ જોવા મળે છે. ત્યારે પહેલાં એ જુઓ કે આવા તપનું બળ અને ખગશ ક્યાંથી આવ્યાં ?

બન્યું છે એવું કે લલિતાંગ રાજકુમાર એકવાર વસંત–ઉત્સવમાં નગર બહાર ફરવા નીકળ્યો છે. ત્યાં યુવાન મંત્રીપત્ની પણ આવી છે. લલિતાંગ એને જોઈ એના પર ઓવારી જાય છે, મોહી પડે છે, અને મિત્રને મોકલી એને પૂછાવે છે કે તારો સમાગમ કેમ થાય? જુઓ યુવાનીનો ઉન્માદ.

આત્મામાં જનમ જનમના દૃઢ કરેલ વિષયલાલસાના જોરદાર સંસ્કાર સૂતા પડેલા જ છે. માટે તો એ લાલસા અહીં સહજ જાગતી રહે છે, અને નાદાન જીવની ઇન્દ્રિયોને જાણે સ્વાભાવિક રીતે વિષયો તરફ ઘસડી જઈ એમાં લીન બનાવે છે. આત્માનો મૂળ સ્વભાવ નથી કે એ વિષયોમાં લીન થાય. કુસંસ્કારોનું એ તોફાન છે. એ લીનતા હજી કદાચ તેવું નિમિત્ત મળવા પૂર્વે મર્યાદિત વિષયોમાં હોય, પરંતુ જો ખતરનાક નિમિત્ત મળે તો તો પછી પેલા કુસંસ્કાર જોરમાં ખળભળી ઊઠી મર્યાદા–બહારના વિષયની લાલસા ઊભી કરી એમાં લીન બનાવે છે! અહીં મંત્રીપત્ની અને રાજકુમારને એવું બને છે. રૂપાળી મંત્રીપત્નીને ઉદ્યાનમાં રૂપાળા રાજકુમારે નિરખવી, અને પેલીને નિમંત્રણ મળવું, એ નિમિત્ત તરીકે મળ્યું, એટલે બંને પરસ્પરની પ્રત્યે આકર્ષાયા. રાજકુમારને પરસ્રીનું રાગથી દર્શન, એ નિમિત્ત, અને યુવતીને રાજકુમારની પ્રાર્થના નિમિત્ત તરીકે મળી, એને એણે વધાવી. બંને ભૂલા પડયા. અનર્થનાં આંધણ મૂકાયાં.

માટે જ સમજી રાખો, આત્મખજાને વિષયલાલસાના કુસંસ્કારો સુષુપ્ત પડેલા જ છે; એમાં જો એવું કોઈ અસત્ નિમિત્ત વધાવ્યું, દા. ત. જરાક પરપુરુષ કે પરસ્રીનાં નિરીક્ષણમાં પડયા તો એ વિષયલાલસાના સંસ્કાર જાગતા થઈ જવાના, ને

લાલસા ઊભી થવાની. એમાં વળી જો સામાની માગણી મન પર લીધી તો તો મર્યા જ સમજો.

**નંદીષેણ મુનિ મોહને દબાવવા મથનારા મહા તપસ્વી** હતા. એ ભિક્ષાર્થે અજાણતા વેશ્યાના ઘરમાં પેઠા, પણ પછી વેશ્યાની માગણી પર કાન ને મન ધરવા ગયા, તો સુષુપ્ત સંસ્કારો જોર કરી ગયા એણે મુનિનું ઘોર પતન કરાવ્યું. ત્યાં ભલે વેશ્યાએ માગણી કરી, પણ પોતે જો સાંભળવા વિચારવા ન ઊભા હોત અને ચાલી નીકળ્યા હોત, તો બચી જવાને જગા રહેત. પણ ના, ખોટાં નિમિત્તને વધાવ્યું, તો પૂર્વે શીલભંગથી બચવાની ગજબ જહેમત છતાં, પળવારમાં પડયા.

**નિમિત્ત મારે છે, ને નિમિત્ત તારે છે.** જીવનમાં ખરાબ નિમિત્તો સેવનાર મરે છે; ત્યારે સારા સત્સંગ, સદ્વાચન વગેરે નિમિત્તો સેવનાર તરી જાય છે. ૦।-૦।। કલાક સમય મળ્યો, જાઓ ભગવાન પાસે જઈ બેસો, યા સંયમી સાધુ કે કોઇ ધર્માત્મા સ્નેહી પાસે જઇ બેસો, તો એ સારું નિમિત્ત વધાવ્યું; એથી સુંદર આત્મિક હિતનો લાભ થવાનો. એથી ઉલ્ટું, કોઇ વાતોડિયાની પાસે કે કોઇ નિંદાખોરની પાસે જઇ બેઠા, યા કોઇ સિનેમામાં પેઠા કે બજારમાં જરાક અમથી લટાર મારવા નીકળ્યા, તો એ અસત્ નિમિત્ત સારા સંસ્કાર પર ઘા કરી વિષય-કષાયની એક યા બીજા પ્રકારની લાગણી ઊભી કરશે. એનો અર્થ, ખોટાં નિમિત્તથી મરવાનું.

**નિશ્ચયમૂઢ સોનગઢમતી** કહે છે કે, **'નિમિત્ત કશું કરતું નથી!'** પણ એમ કહેનાર અસત્ય બોલે છે; કેમકે પોતે જ શ્રોતાનું નિમિત્ત પામીને જ ભાષણ ઠોકે છે, પણ એકાંતમાં એકલા

બોલવા નથી બેસતા. શ્રોતા પણ કલાક ભાષણ ચાલે ત્યાંસુધી એ નિમિત્તથી બેસે છે, પણ ભાષણ બંધ થયા પછી ત્યાં એમજ કલાક બેસી નથી રહેતા. શું આ ? નિમિત્ત છે તો કાર્ય થાય છે, નહિતર નહિ. એ સૂચવે છે કે નિમિત્ત કશું કરતું નથી એમ નહિ, પણ નિમિત્ત કાર્ય કરે છે. સારું નિમિત્ત સારું કાર્ય કરે, નરસું નિમિત્ત નરસું કરે,– આ સામાન્ય નિયમ.

## નિમિત્તે પતન :–

મંત્રીપત્નીને રાજકુમારની પ્રાર્થનાનું નિમિત્ત નહોતું મળ્યું ત્યાંસુધી એ ડાહી હતી; પણ એ નિમિત્ત મળતાં પાગલ થઇ. એમ રાજકુમારે રૂપાળી મંત્રીપત્નીનું દર્શન વધાર્યું, તો પહેલાં જે એ શાણો સદાચારી હતો તે હવે મુઢ દુરાચારકાંક્ષી બન્યો.

નિમિત્તની ભયાનકતા હજી આગળ જુઓ. મંત્રીપત્નીને એકવારની પણ પ્રાર્થનાનું નિમિત્ત મળ્યું, તો એને ય વાસના જાગતી થઇ, અને એના ઘરે ખાનગી મુલાકાત ચાલી. પરંતુ હવે એ રાજકુમારને કરગરતી કહે, ‘ તમે મને બહુ ગમો છો. પણ પતિ મને એકલી મૂકતા જ નથી, તેથી આપણો યોગ ક્યાથી બને ? માટે એક કામ કરો, જેથી કાયમી યોગ થઈ જાય.’

રાજકુમારે તો એકવાર ખોટી પ્રાર્થનાનું નિમિત્ત ઊભું કર્યું છે ને ? એ એને ય હવસ લગાડે છે મંત્રીપત્નીના દીનતાભર્યા બોલનું નિમિત્ત મળ્યું, પછી એવું નિમિત્ત એને કેમ ન પછાડે ? એ ય ઘેલો થઇ કહે છે, ‘ બોલ, શું કરું ? જે કહે તે કરવા તૈયાર છું પરંતુ જોજે હોં, અહીંથી ભાગી જવાય એમ નથી અહીં રહીને જે કાંઇ થતું હોય તે જરૂર કરીશ.’

મંત્રીપત્ની કહે, ‘ હા, એવું જ અહીં રહીને જ કરવાનું છે.’

બને કયાં ઉપડયા? કાયમી અપકૃત્યના ઉપાય તરફ કેમ? એકવાર નાનું પણ અપકૃત્ય આચર્યું હતું માટે. કાયમી પતનનું એ નિમિત્ત બની ગયું. પહેલાં બંને ડાહ્યા. પરંતુ એકવારનું નિમિત્ત ઊભું કરવાથી પછીથી બંને ગાંડા બન્યા. આ સૂચવે છે કે,

**ભાવી અપકૃત્ય–અસદ્વચનની પરંપરાથી બચવું હોય તો જીવનમાં એકવાર પણ એને સ્થાન ન આપો.**

એકવારના પણ અકાર્યથી હવસ જાગશે, હરામચસકો લાગશે. આજના જે છોકરા ખરાબ સંસર્ગે એકવાર પણ સીગરેટની ફૂંક મારે છે, યા કામની ખોટી ચેષ્ટામા પડે છે, એનાં પછી જીવન પાયમાલ થાય છે. એમ સામાની અયોગ્ય લલચામણ તરફ મન દે છે એય કાયમી કુટેવનાં ભોગ બને છે. બંને નિમિત્ત ખોટાં. બંનેમાં મરો. એકવાર પણ અપશબ્દ કે જુઠ બોલ્યા, કોઈની નિંદા કરી, તો પછી એની પરંપરા લમણે લખાશે એમ ખોટામાં લલચાયા, તો એની પરંપરા ચાલવાની. માટે

**પતનથી બચવા અપકૃત્ય–અસદ્વચનને કે લલચામણને પહેલે તબકકે જ અટકાવો.** નહિતર એકવારનું પતન અસત્ નિમિત્ત બની જશે, ને એ પતનની પરંપરા સરજશે.

નિમિત્ત બળવાન છે. નંદીષેણ વેશ્યાની લલચામણથી પડયા.

### આષાઢાભૂતિ મુનિનું દૃષ્ટાંત

આષાઢાભૂતિ મુનિ નાટકિયાની બે પુત્રીઓના હાવભાવ

અને પ્રાર્થનાનાં નિમિત્તથી પડયા. એ નિમિત્ત પણ પોતાની લાડવાની લાલસાના નિમિત્ત પર ઊભું થયું હતું.

અજાણતાં એ નાટકિયાને ત્યાં ગોચરી ગયા. ભિક્ષામાં એક લાડુ મળ્યો. બહાર નીકળી ચાલ્યા, પણ વિચાર આવ્યો કે 'આ લાડવો તો આચાર્યના પાત્રે જશે. મને શું રહે?' એટલે વેશ બદલી ફરીથી એ ત્યાં જ વહોરવા ગયા બીજો લાડવો મળ્યો, લઈ ચાલ્યા. પાછો વિચાર આવ્યો કે 'આ તો ઉપાધ્યાયને પાત્રે જાય. મને શું મળે?' ફરીથી વેશ–વાણી–મુદ્રા બદલીને ત્યાં જ ગોચરી ગયા. નાટકિયાએ મેડી પરથી આ વેશ–વાણી–મુદ્રાના પરિવર્તન જોયાં. એને થયું કે 'આ માણસ નાટક સારાં કરી શકે.' તેથી નીચે આવી મુનિને વિનંતિ કરે છે, 'રોજ લાભ આપજો.' કહીને ૨–૪ લાડવા વહોરાવી દીધા મુનિ ખુશી થઈને ગયા.

બીજી બાજુ નાટકિયાએ પોતાની બે દીકરીઓને સમજાવી દીધું કે 'જુઓ, આ તો એના એ જ મુનિ વેશ-વગેરે ફેરવી ફેરવીને આવેલા. મેં મેડી પરથી એમને વેશ–પરિવર્તન કરતા જોયેલા. એટલે આ તમારે નાટક માટે બહુ કામનો માણસ છે, કુશળ કારીગર છે. તેથી રોજ એ આવે એટલે સારું સારું વહોરાવજો, અને સાથે હાવભાવ વગેરેથી લલચાવજો, વશ કરતા જજો. પછી એક દિ' એ સાધુપણું મૂકી તમારે ત્યાં આવ્યો સમજો' મુનિ રોજ આવતા ગયા, ને પુત્રીઓએ કામણ કરવા માડયા. એવાં કામણ કર્યાં કે ક્રમશઃ મુનિ તદ્દન ઢીલા ઘેંસ થઈ ગયા. સંયમની ભાવના મટી ગઈ. મોહની વાસના સજાગ થઈ ગઈ.

બોલો, કેમ આ બધું ? કહો, એકવાર પણ લાડવાની લાલસા જાગી તો એને સદ્ભાવનાથી દાબી દેવી જોઇતી હતી. એના બદલે ફરી ફરી વહોરવા જઇને લાલસાને પોષી. એ એકવાર પણ લાલસાપોષણનું નિમિત્ત સેવ્યું, તો ચાલ્યા પતનના માર્ગે.

રોજ ને રોજ મેવા–મિઠાઇ અર્થે એકના એક જ ઘેર જવું એ પતનનો માર્ગ છે, પતનનું નિમિત્ત છે.

યુવતીઓના હાવભાવ જોવા એ પતનનું નિમિત્ત પતનનો માર્ગ છે.

અરે ! એમ ને એમ પણ યુવતીનાં નિરીક્ષણમાં પતન છે, પછી એનાં ચેનચાળા જોવામાં તો પૂછવાનું જ શું ? ભારત સામે ચીનની મોરચાની તૈયારી ચાલી રહી છે ને ? એમ બ્રહ્મચારી–સદાચારીની સામે મોહરાજાનો આ મોરચો છે કે એની સામે યુવતીઓને લાવી ખડી કરે. એમાં વળી આજે તો સ્ત્રીઓના ઉદ્ભટ વેશ, અંગોપાંગ–પ્રદર્શનના ખુલ્લા બજાર, અને એ સ્ત્રીઓની ય છાપા–સિનેમા–રેડિયોથી ઉત્તેજિત વાસના, પછી એ શીલ સામે મોહના કેવા મોરચારૂપ બને ? ત્યાં સદાચારીએ સમજી જ રાખવું પડે કે 'મારી સામે આજની દુનિયામાં રહીને મોહના આ મોરચા ચાલુ જ રહેવાના; પણ મારે કડક મનથી એની સામું જ નહિ જોવાનું. જો એકવાર પણ નિરીક્ષણ કર્યું છે તો મોત થશે, હરામચસકો લાગશે, અને નિરીક્ષણ–માત્રમાં પણ વીર્ય ખત્મ થતું જશે.'

**સ્ત્રીદર્શનમાં વીર્યનાશ કેમ ? :–**

આયુર્વેદ–શાસ્ત્રીઓ કહે છે કે રાગથી પરસ્ત્રીનું નિરીક્ષણ કરવામાં અંગમાં વિકાર જાગે છે, લોહી ગરમ થાય છે, અને

એ ઉષ્ણુતા વીર્યને પાતળું પાડી મૂળ સ્થાનમાંથી ચલિત કરી દે છે. પછી એ ખળમાં ભળી જઇ શરીરમાંથી એક યા બીજા દ્વારે વહી જાય છે. વીર્ય તો છેલ્લી ધાતુ છે, શરીરનો રાજા છે. રાજા બળવાન, તો પ્રજા સુરક્ષિત; એમ વીર્ય બળવાળું ઘટ્ટ, તો શરીર–ગાત્ર–ઇંદ્રિયો સુરક્ષિત સારાં. રાજા નબળો પડે તો પ્રજા લૂંટાય. આજે રાષ્ટ્રપતિ અને વડાપ્રધાનની નબળાઇમાં પ્રજાને લૂંટાવાનું ચાલી રહ્યું છે ને? એમ વીર્ય નબળું, તો (૧) શરીરશકિતઓ લૂંટાય, (૨) ગાત્રો ઢીલાં પડે, (૩) ઇન્દ્રિયોનાં તેજ લોપાય. પછી ત્યાં (૪) સહેજ સહેજમાં તાવ, ખાંસી, શરદી વગેરે રોગો ઊઠે, (૫) યુવાનીમાં ઘડપણ આવે; (૬) ઘડપણમાં સાવ નિસ્તેજ નખાઇ ગયેલા બનવું પડે; (૭) સ્મરણશકિત બુઠ્ઠી થઈ જાય; ને (૮) ઉત્તમ સાત્ત્વિક ભાવનાઓ મોઘી બને. એકલાં પરસ્ત્રીદર્શનનાં કેટકેટલાં નુકસાન! સજ્જનતા–સાધુતા તો ગઇ જ. દર્શનથી અંતરમાં છબીલીઓ રમતી થઈ જાય ત્યાં પછી સદાચાર, સદ્‌વિચાર, પ્રભુપ્રેમ, ગુરુભક્તિ, સંયમ વગેરે શાના ઊભા રહે?

## બહાર જે ને તે જોવાનું બંધ કઈ રીતે કરાય?:–

માટે ડાહ્યા હોય તે પરસ્ત્રીનાં એકવારનાં પણ નિરીક્ષણથી બચે, દૂર રહે, મનને માંડવાળ કરે કે 'એમાં શું જોવું છે?' મન રોકયું ન રહે એમ લાગતું હોય તો આંખ મીંચી મનમાં જ ગ્લાનિ સાથે કલ્પી મનને કહે, 'લે, જો, શુ જોવુ છે? આ જ ને કે આવી રૂપાળી હશે। એથી વિશેષ શું હોવાનું હતું?' અલબત્ આમાં સાથે સાથે ઘણી ગ્લાનિ જોરદાર રાખવાની, જેથી અંતરમાં એ કલ્પેલ જરાય ન અડે.

પરંતુ એ રીતે બહારનું જોવાની માંડવાળ થાય તો બહાર જોવાનું બંધ થઈ જાય. પછી તો એમ બે વાર, પાંચ વાર, આંખ પરસ્ત્રીને જોતી અટકાવ્યાથી મનને સંતોષ થશે કે 'હાશ! પાંચ વાર લફરીઓ સામે તો આવી પણ એનાં પાપદર્શનથી બચ્યો.' આવી ગણુતરીમાં આગળ આગળ બચવાની હોંશ રહેશે.

**આ માટે બાળપોથીનો પાઠ આ,** કે જ્યાં કાંઇ પણ જોવાનું કૌતક જોરમાં ઊઠયું તે રોકયું રોકાતું ન હોય તો તરત અંદર મનમાં એ કલ્પી લેવાનુ કે 'આવું હશે એમાં શું જોવું હતું?' આમ બહાર જે ને તે જોવાનું કેટલીકવાર ટાળ્યા પછી કૌતક–આતુરતા ઘટી જશે, પછી જોવાની ભૂખ જ નહિ, એટલે મનમાં ય કલ્પવાની વાત બંધ.

## મુનિ કેમ ઢીલા પડયા?:-

આષાઢાભૂતિ મુનિ નાટકિયાની યુવાન પુત્રીઓના હાવભાવ ચેનચાળા જોવા મંડયા એટલે અંતે ઢીલા ઘેંસ થઈ ગયા. એમાં એકવાર પેલીઓ કહે છે, 'હવે મૂકી દો ને આ જોગ? અહીં આવો.' મુનિ યુવતીઓના હાવભાવનું રોજનું દર્શનનું નિમિત્ત પામી પામીને ઢીલા તો પડતા જ ગયા હતા, એમાં હવે આ કામરાગભરી કોમળ માગણીનું નિમિત્ત મળતાં સંયમભાવનાથી તદ્દન ભ્રષ્ટ થઇ ગયા! કહે છે, 'હવે મુંઝાશો નહિ, ગુરુને કહી દઇને આ પાછો આવ્યો સમજો.'

ખરાબ નિમિત્ત શું કરે છે? ભલભલા સારાને ય પાડી દે! એમાં વળી યુવાન સ્ત્રીઓનાં રોજનાં દર્શન, તે ય એનાં રૂપ–લાવણ્યભર્યાં મુખ અને અંગના હાવભાવ સાથેનાં દર્શન

શો સત્યાનાશ ન વાળે? બીજી બાજુ સાધુની તપસ્યા, ત્યાગ, શાસ્ત્રસ્વાધ્યાય બહુ ય હોય, પરંતુ એ બધાને રદ બાતલ કરવાની તાકાત આ યુવતીદર્શનમાં છે. સિંહગુફાવાસી મુનિ ચાર મહિનાના ઉપવાસ કરીને સિંહની ગુફા આગળ નિર્ભયપણે ચોમાસું પૂર્ણ કરવાની તાકાતવાળા છતાં ઉપકોશા વેશ્યાના ઘરે જઈ એનું દર્શન કરવા માત્રથી પડયા ને?

**સ્ત્રીઓ પ્રભુનાં દર્શન કરવા? કે પોતાનાં દર્શન કરાવવા?:-**

સાધુઓ અને સદાચારીઓ માટે આજે કેવો કપરો કાળ આવી લાગ્યો છે! તમે ઠેઠ ભગવાનના મંદિરે ગયા હો, પ્રભુની આગળ ભાવભક્તિ-ગુણગાન કરી રહ્યા હો, ત્યાં વચમાં કોઈ ગણિકા જેવા વેશવાળી બાઇ આવીને ઊભી રહેવા બહુ સંભવ. ત્યાં તરત તમારે આંખ મીંચ્યે જ છૂટકો, નહિતર તો મર્યા જ સમજો. કેમકે એ લફરીને પોતાને પ્રભુદર્શન કરવાની જે તમન્ના નથી હોતી એટલી તમન્ના બીજાને પોતાના અંગોપાંગનાં દર્શન કરાવવાની હોય છે! દર્શન કરાવવા માટે તો ઢાંકવાના અંગોપાગ ઊઘાડા રાખે છે. એને કોઈ દયા નથી કે 'આ બિચારા ગભરુ જીવો પ્રભુનાં દર્શન ભૂલી મારા અંગોપાંગના દર્શન કરી પાપનાં પોટલાં બાંધશે! માટે લાવ, હું મારુ ઢાંકું.' ના, કોઇ દયા નહિ, વિચાર નહિ, વિવેક નહિ. માત્ર કામનો એક પ્રકારનો ઉન્માદ છે, મૂઢતા છે હવે ત્યા પ્રભુ આગળ ભાવભક્તિ કરનારો આ પાપદર્શનથી બચવા કાં તો મોં ન ફેરવી નાખે, યા આંખ ન મીંચે, તો કેમ બચે?

પ્ર૦- એમ શું કામ કરે? એવા રૂપ ઉપર વૈરાગ્યભાવના

**જોરદાર તપની સાધનાથી થાય.**

આ અટલ વિશ્વાસ પર જુઓ, લલિતાંગ મહર્ષિએ કુતર્ક નાસ્તિક 'અસંમત'ને વાદથી ચૂપ કરવાનો માર્ગ લેવાને બદલે તપની સાધનાનો માર્ગ લીધો. અલબત્ જોકે તપ કાંઈ પેલાને ચૂપ કરવા માટે નહોતા કરતા; એ તો પોતાના ભૂતકાળના પાપને લક્ષમાં રાખી તપ જન્મ-જન્માંતરનાં જંગી પાપકર્મોને તોડવા માટે કરતા હતા પરંતુ એ તપથી એવું સામર્થ્ય, એવો પ્રભાવ, એવું અંજામણ ઊભું થઈ ગયું, કે પાણીનું ઘોડાપૂર એમને ડુબાડી શક્યું નહિ; અરે! એમને અડ્યું પણ નહિ.

**તપનો પ્રભાવ અદ્ભુત છે.** આ પંચમ કાળમાં પણ એવા તપસ્વીઓ થઈ ગયા છે કે જેમના તપે ચમત્કાર સર્જ્યાં છે. એક કૃષ્ણર્ષિ મુનિ થઇ ગયા કે જે ઘોર તપમાં પણ પારણે રસ-વિગઇઓનો સર્વથા ત્યાગ રાખતા, અને સાથે કાયકષ્ટ સંલીનતા વગેરે તપ પણ જબરદસ્ત સાધતા. પરિણામે એમની ચરણરજ ઔષધનું કામ કરતી, પગ ધોયેલું પાણી રોગ મટાડતી.



## પ્રકરણ ૨૯. અન્યાય આંતરશત્રુનો ખટકે છે? નાસ્તિક કેમ સહન કરે?:-

લલિતાગ*મહર્ષિના તપનો પ્રભાવ લોકોએ જોયો, તેથી લોકો સહેજે એમની પ્રશંસા, તપધર્મની પ્રશંસા, અને અસંમત નાસ્તિકની અને એના નાસ્તિકવાદ-અધર્મવાદની નિંદા કરતા થયા. હવે અસંમતને આ કેમ સહન થાય?

**અન્યાયને સહી લેવો એ ધર્મ :-**

નાસ્તિકવાદમાં માનનારને સહિષ્ણુતા થોડી જ હોય ? સહિષ્ણુતા તો ધર્મ છે. 'અન્યાયની સામે પણ સામનો ન કરતાં, પોતે પોતાના પ્રત્યે થતા અન્યાયને શાંતિથી સહી લેવો,'- એવું કોણ શિખવાડે ? જૈન ધર્મ જ એ શિખવાડે.

**ઋષભદેવ પ્રભુના ૯૮ પુત્રોની** સામે મોટાભાઈ ભરતે પોતાની આજ્ઞા સ્વીકારી લેવાની અન્યાયભરી માગણી કરી, અઠ્ઠાણુ પુત્રો પિતા પ્રભુ પાસે ગયા, પ્રભુએ શું શિખવાડ્યું ? અન્યાયનો સામનો કરવાનું નહિ.

પ્ર૦- અન્યાયનો સામનો તો કરવો જ જોઈએ ને ?

ઉ૦- પ્રભુએ અઠ્ઠાણુને શું બતાવ્યું એ જુઓ એટલે સમજાશે કે અન્યાયનો સામનો કરવો જોઈએ કે નહિ.

**પ્રભુનો ભવ્ય ઉપદેશ : આંતરશત્રુનો અન્યાય :-**

ઋષભદેવ ભગવાને અઠ્ઠાણુ પુત્રોને કહ્યું, 'આ તમે ભરતને અન્યાયકારી શત્રુ તરીકે માની એની સાથે લડવા તૈયાર થયા છો, પરંતુ તમે તમારા ખરેખરા દુશ્મનને ઓળખતા નથી એટલે એને પડતા મૂકી ભરતનો નાશ કરવાનો વિચાર કરો છો; અને એથી તમારા ખરા દુશ્મનોને મહાલવાનું થાય છે ! તમારા ખરા શત્રુ તમારા અંતરમાં રહેલા રાગ-દ્વેષ કામ-ક્રોધ લોભ, મદ-મત્સર, મમતા-માયા વગેરે છે. જનમ જનમ એને તમે પોષતા-મહાલાવતા અને દૃઢ કરતા આવ્યા છો. એથી જ એ આંતરશત્રુ તમને આ દુઃખદ ભવ-ચક્રને વિષે નિરાધારપણે ભટકતા રાખવાનો ભારે અન્યાય

કરી રહ્યા છે. એણે જ તમારી પોતાની અનંત જ્ઞાન-સુખમય-આત્મસમૃદ્ધિ પ્રગટ ન થવા દેવાનો તમને ભારે અન્યાય કર્યો છે. આ અન્યાય તમને ખૂંચે છે? અરે! એના પર દૃષ્ટિ પણ છે? એને પોષીને કેવી દુર્દશા ઊભી રાખી રહ્યા છો?

'જીવ જો આ રાગાદિ આંતર શત્રુઓને ન પોષે, ન ઊભા રાખે, તો પછી એને સંસારની ચારે ગતિઓ અને ચોરાશી લાખ યોનિઓમાં નિરાધાર અને બેહાલપણે ભટકાવનારું બીજું શું કારણ છે?

**બહારનાને મારવાનું શંકાભર્યું :-**

'હે ભાગ્યવાનો! એટલું સમજજો કે કદાચ બહારના દુશ્મનને મારી,-અલબત્ મારવાનું તમારા હાથમાં નક્કી નથી; એનું પુણ્ય જોર કરતું હોય ને તમારે પાપનો ઉદય હોય તો એને મારવા જતાં તમારે જ મરવાનું થાય; પણ કદાચ તમારું પુણ્ય જોર કરતું હોય તો તમે એને મારી શકો, છતાં એને મારી,-તમારી સામેના એના અન્યાયને મિટાવી શકો. પરંતુ તેથી શું? તમે થોડા જ અમર છો? સમજી રાખો તમારા પર યમશત્રુની મોટી સત્તા છે; એટલે તમારે પણ આગળ જઈને મરવું તો પડશે જ. એ વખતે તમે પેલા બહારનાનો અન્યાય મિટાવીને સુરક્ષિત રાખેલા તમારા રાજ્ય-પાટ અને લક્ષ્મી-લાડી-વાડી-ગાડીના વિષયો તમને જરા ય બચાવી શકશે નહિ, કે એ વિષયો તમારી પૂંઠે લાગશે નહિ.

**તો અન્યાયના સામનાથી સરવાળે કયાં બચ્યા? આગળ કર્મના અન્યાય લાગશે તેનું શું?**

પછી તો તમારે એકલાએ અહીં સારી રીતે મહલાવેલા

આંતર શત્રુઓ રાગદ્વેષ વગેરેથી અને હિંસાદિ પાપોથી ઊભા કરેલાં જંગી પાપકર્મોના થોકથી દુર્ગતિઓમાં ભટકતા થઇ જવું પડે, દુઃખ–ત્રાસ–વિટંબણાઓમાં કચરાવું પડે. આ અન્યાયથી શે બચો ?

તો બોલો, અહીં તમે માનેલા બહારના દુશ્મનને ટાળ્યો, અને માનેલો અન્યાય મિટાવ્યો, તેથી શું વળ્યું ? મૃત્યુની સામે તમારો મદ ક્યાં ઊભો રહેવાનો ? પુણ્યે બહારના અન્યાયને બરાબર રદિયો આપવાનું બને, પણ એમાં તમારું અભિમાન, દુર્ગતિગમનની બેપરવાઈ, લક્ષ્મી આદિની તૃષ્ણા – મમતા, આ બધા આંતરશત્રુઓ જ તમને આ ભવાટવીમાં અશરણ–નીરાધારપણે ભમાવનારા છે **તમારાથી પોષાયેલા એ રાગાદિ તમને જ દીર્ઘાતિદીર્ઘ કાળ સુધી અન્યાય કરનારા છે.**

હે ભગવાનો ! ખરું તો એ સમજો કે આ મનુષ્યભવ એવો ઊંચો અને અદ્દ્ભુત પામ્યા છો કે એના સહારે તમે આ તમારા આંતર દુશ્મનોની સાથે લડી શકો; તત્ત્વબુદ્ધિ-ત્યાગ–વૈરાગ્ય–ક્ષમા–અહિંસાદિ દ્વારા એનો નિર્મૂળ નાશ કરી શકો; અને એથી કાયમને માટે તમારી પ્રત્યેના એના અનંતાનંત કાળથી ચાલી આવતા અન્યાયનો અંત લાવી શકો **એ તત્ત્વબુદ્ધિથી અહીં પણ કોઈ દુશ્મન નહિ લાગે.**

**ઉચ્ચ માનવભવના સહારે જ આ આંતર વિજય બની શકે.**

આવો ભવ ગુમાવી નાખ્યા પછી આમાંનું કશું નહિ થઈ શકે. એટલું સમજી રાખો કે,

**બહારના કોઈ શત્રુને અને એના અન્યાયને ટાળી શકવાનું નિશ્ચિત પણ નથી, અને કાયમી પણ નથી.**

પુણ્ય પહોંચતું હોય તો જ બહારના દુશ્મનની સામે ફાવી શકો, નહિતર તો પછાડ જ ખાવી પડે. વળી કદાચ માનો કે અહીં તમે ફાવ્યા, તો પણ પછીના જનમમાં સંભવ છે પાછા બહારના બીજા દુશ્મન આવવાના, ને એના અન્યાય સહવા પડવાના. એટલે અહીં એ ટાળવાની વસ્તુ કાયમી નહિ બનવાની. જ્યારે,

**આંતર દુશ્મન પર જય અને અન્યાય-નિવારણ એ નિશ્ચિત અને કાયમી બને છે. એમાં બાહ્ય દુશ્મન પણ રહેતા નથી, એમનો ભય ગયો.**

અહીં તમે રાગ-દ્વેષ કામ-ક્રોધ-મદ વગેરે પર તત્ત્વદૃષ્ટિ-વૈરાગ્ય-ઉપશમ વગેરેથી જેટલા પ્રમાણમાં ઘા કરો, જેટલા એને દબાવો, એટલા એ દબવાનું નિશ્ચિત છે, અને એના દબ્યા પછી અહીં ને ભવાંતરે ય એનું જોર ચાલતું નથી. ક્રમશઃ કાયમી અંત આવે છે. તેમજ એ પણ હકીકત છે કે અંતરના રાગાદિને દબાવ્યા પછી બહારના દુશ્મન દુશ્મન જ લાગતા નથી. એ તો બિચારા દયાપાત્ર લાગે છે. એટલે એમ કહેવાય કે આંતર દુશ્મનોનો નિકાલ કર્યો ત્યાં બાહ્ય દુશ્મનોનો નિકાલ સહેજે થઈ ગયો.

ઋષભદેવ ભગવાન નવ્વાણુને કહે છે, "આ અંદરનાને દબાવવા માટે માનવભવ જ ભારે ઉપયોગી છે, સહાયક છે.

"તો હે નરરત્નો! જ્યાં સુધી તમારા હાથમાં હજી માનવભવ સહાયક તરીકે ઊભો છે, ત્યાં સુધીમાં તમારા ખરેખરા દુશ્મનભૂત આતર દુશ્મનોની સામે લડી લઈ એનો

નિશ્ચિત નાશ કરવાનું તમારે સ્વાધીન છે એને મૂકીને બહારના માનેલા દુશ્મનની સાથે લડી એનો નાશ કરવાની વાત કે જે શંકાસ્પદ છે, એની ગડમથલમાં કયાં પડયા છો? કાયમનો અન્યાય ટાળવાનું છોડી કામચલાઉ અન્યાયનો સામનો કરવા શું ધમધમી રહ્યા છો? એમાં ખરું કાર્ય રહી જાય છે."

**અઠ્ઠાણું પુત્રોનો જિનવાણી પર વિચાર અને વૈરાગ્ય :-**

ભગવાનના આ ઉપદેશે ૯૮ પુત્રો પર રામબાણ અસર કરી.

એ સમજી ગયા કે "ભરતનો અન્યાય તો કામચલાઉ છે, અને તે ટાળી શકાવાનું પણ નિશ્ચિત નથી ત્યારે

"**આંતર દુશ્મનોનો અન્યાય અનંતા કાળથી** ચાલ્યો આવે છે. આપણે તો એમને પોષીએ-મહલાવીએ છીએ! જ્યારે એ આપણું કારમું નિકંદન કાઢે છે! સંસારચક્રમાં ભટકાવે છે! એ રાગાદિ દુશ્મનોના લીધે જ ભરત આપણને દુશ્મન જેવો લાગે છે. જો આપણને આપણા એક જમીનના ટુકડા પર રાગ અને મદ ન હોત, એના પર મળતા કંચન-કામિની વગેરેના ક્ષણિક ભોગો ઉપર કારમી તૃષ્ણા ન હોત, તો શું કામ આપણને ભરત અન્યાયકારી દુશ્મન લાગત? જુઓ પ્રભુએ એ બધું છોડયું તો હવે પ્રભુને કયાં કોઇ દુશ્મન છે જ? માટે આપણે આ છોડો, અને અંતરના રાગાદિ દુશ્મનોને કચરી નાખવામા આ સહાયક માનવ જનમને કામે લગાડી દો."

બસ, ભગવાનના ૯૮ દીકરા મોટા રાજવી બનીને રાજ્ય-સમૃદ્ધ રાણીઓ અને રાજાશાહી સુખોમા મહાલનારા છતા, આમ પ્રભુની તત્ત્વવાણી એમણે ઝીલી, એ વૈરાગ્ય પામ્યા, અને માનવભવને ઉત્તમ સહાયરૂપ માની એના સહારે આંતરદુશ્મનોનો જ નાશ કરવા માટે નિર્ધારવાળા બની ગયા;

કેમકે હવે એ આંતર દુશ્મનોનો જ અન્યાય એમને ડંખવા લાગ્યો. ભરતનો કોઇ અન્યાય જ ન લાગ્યો. પોતાના રાજ્ય અને વિષયસુખો પર રાગ રહે તો જ એના પર આક્રમણ કરનારો ભરત અન્યાયકારી લાગે ને? હવે તો રાગ જ ઉઠાડી નાખ્યો એટલે 'મારું રાજ્ય, મારાં સુખો,' એ ભાવના જ ઊઠી ગઇ. **'જે મારું નહિ, એને બગાડનારો મારું શું બગાડે છે?** મને એ શો અન્યાય કરે છે? કશો જ નહિ.' એ વાત મનમાં નક્કી થઇ ગઇ પારકા રાજ્ય કે પારકા ઘર પર તવાઇ લઈ જનારો એ ક્યાં આપણો દુશ્મન લાગે છે?

**રાજ્ય પર આક્રમણ એ દ્વેષનું કારણ નહિ. કિન્તુ આપણા રાજ્ય પર આક્રમણથી દ્વેષ, તેથી દ્વેષનું કારણ મમતા.**

તમારા જીવનમાં તમને કોઇ કોઇ અન્યાય કરનારા લાગે છે ને? તમારા બહુ નિકટના ગણાતા સગા માતાપિતા–પત્ની–પુત્ર વગેરે પણ અવરનવર તમને અન્યાય કરતા હોય એવું લાગી આવે છે ને? કેમ 'હા' બોલતા નથી? કહો 'હા, લાગી આવે છે.' તમે તમારી જાતને લાયક દીકરા માનો છો એટલે માતા–પિતા કશું તમારી પ્રત્યે અણગમતું બોલે–ચાલે એ તમને વધારે પડતું લાગે છે, ખોટું લાગે છે, એ જ અન્યાય લાગ્યો કહેવાય. એમ તમારી જાતને તમે યોગ્ય પતિ કે પત્ની સમજતા હો પછી સામેથી અણગમતું કાંઇ થાય એ એણે અન્યાય કર્યાનું લાગે છે. આવું તો વારે વારે જિંદગીમાં નાનું મોટું કેટલુ ય બની આવે છે. એટલે જિંદગી આખી આને અન્યાય જ માન્યા કરવાનું ને? એથી અંતરમાં બળ્યા જ કરવાનું ને? તેમ એનો શક્ય એટલો કઠોર

વાણી–વર્તાવથી સામનો જ કરતા રહેવાનું ને? જિંદગી આખી આવી જવાની?

તો પછી જે અંદરના અભિમાન, રાગ, મમતા, મિથ્યાજ્ઞાન,.... વગેરે આંતર શત્રુનાં કારણે આ બને છે, એ આંતર શત્રુઓ અને એના અન્યાય સામે ક્યારે ઝઝુમવાનું? એનો અન્યાય તમારા મનને ખૂંચે છે? અહીં આર્ય માનવભવે આવ્યા એટલે તો તમે સર્વવિરતી સુધીની ઊંચી ચીજોના હકદાર બન્યા છતાં પણ, એ અહંત્ત્વ અને રાગાદિ એની આડે આવે છે, એની પ્રાપ્તિ થવા નથી દેતા; થઇ હોય તો નષ્ટ કરી દે છે. આ આંતરદુશ્મનની અન્યાયકારિતા તમને હૈયે ખટકે?

**બહાર અન્યાય પુણ્યની કસીથી નહિ :–**

ભૂલશો નહિ, કે જેને અંતરમાં અભિમાન બહુ છે, જાત શાણી લાયક અને યોગ્ય જ કાર્યવાહી કરતી લાગે છે, તેમજ બાહ્ય સારી સગવડ–શોભા–સન્માનની બહુ લાલસા છે, એનો વારે ને વારે બહારનાઓ કાંઈ ને કાંઈ અન્યાય કરતા લાગી આવે છે. એમ સમજતા નહિ કે 'પુણ્ય ઓછું છે માટે જ બહારનાઓ વાકું વર્તતા લાગે છે.' પુણ્યની તો તરતમતા અને ખામી બધે રહેવાની. બહુ પુણ્યવાળાને પણ એક નહિ તો બીજી વાતની ખામી રહેવાની. એમ એનાથી અધિક પુણ્યની અપેક્ષાએ પોતાનું ન્યુન જ લાગવાનું. તો પછી પુણ્યની ખામીએ થતી બાહ્યની ખામી કે ન્યુનતામાં સહેજે સામેથી અગવડ મળતી દેખાય, ઓછું માન મળતું દેખાય, ત્યાં શું અન્યાય જ થયાનું માન્યા કરવાનું? ના,

**અન્યાય થયાની વિચારણા તો બાહ્ય પર**

**અધિકાર અભિમાન તથા વિષયરાગ અને સુખલાલસા ઉપર થાય છે.** (૧) 'હું આટઆટલી સગવડનો–સન્માનનો અધિકારી છું. આ સામેથી આમ કેમ વાંકું વર્તે છે?' જો આ અધિકાર જ ન માને, સ્વાભિમાન જ ન રાખે, તો 'સામાએ અન્યાય કર્યો,'.... 'સામો સારો વિરોધી,'.... એવું એવું માનવાનું રહે નહિ. ભારે અન્યાય તો પોતાના અનંતા દોષો અને કર્મોનો છે. એટલે પોતાને એમ જ લાગે કે 'હું અનંતા કર્મોથી દબાયેલો–કચરાયેલો છું. મારે વળી સ્વાભિમાન શા? અનંતા દોષોથી ભરેલો હું. મારે વળી ગુમાન શાનુ?' એમ બાહ્ય પર પોતાનો અધિકાર ન માને તો બાહ્ય પર આક્રમક અન્યાયકારી ન લાગે.

(૨) એમ સુખની લાલસા બહુ છે, વિષયોનો રાગ નડે છે, તેથી સગા માતા-પિતા કે સગી પત્ની પણ એ સુખ ને એ વિષયો પ્રત્યે વાંકું વર્તતા, અન્યાય કરનારા લાગે છે. ખરી રીતે તો પોતાની સુખેષણા અને રાગાંધતા એ અન્યાય મનાવે છે. કપડું ઊજળું જ જોઇએ એવો આગ્રહ છે માટે એ મેલું રાખનારી કે મેલું કરનારી પત્ની કે નોકર પર ગુસ્સો થાય છે, એ અન્યાયકારી લાગે છે. એવો રાગ અને એવી એષણાને જ જો દબાવાય, ને 'જેવું હોય તેવું ચાલે' એવો સિદ્ધાન્ત પકડી રખાય, તો પછી સામા પર ગુસ્સો શું કામ આવે? એના તરફથી અન્યાય થયાનું શાને દેખાય?

**જીવનમાં દુઃખ-ઉદ્વેગ શાથી?:–**

જીવનમા જે વારે ને વારે અન્યાય થતો દેખાય છે, દુઃખ થાય છે, ઉદ્વેગ થાય છે, એના મૂળમાં તપાસજો તો આ દેખાશે કે કોઈ સ્વાભિમાન, હક–અધિકારની માન્યતા, કોઈ વિષયરાગ, કે કોઇ સુખલાલસા કામ કરી રહી

હોય છે. તેથી જ પછી એમાં વાંધો આવતાં, સામો અન્યાયકારી લાગે છે. આ માન, આ હૂંક, કે આ રાગ, આ લાલસા ન હોય તો શું કામ દુઃખ જ થાય? જો દુઃખ જ ન લાગે તો પછી સામા અન્યાય કરનારા નહિ લાગે. એ નહિ લાગે તો મનને સમતાભાવ રહેશે. મહાન આત્માઓ સીતાજી જેવા વિકટ પ્રસંગમાં પણ સમતા આમ રાખી શકેલા

**સંસારમાં વધુ ધર્મ શો થઇ શકે?:-**

દેવદર્શન-પૂજા સામાયિકાદિ કરીને કહો છો ને કે 'હવે સંસારમાં બેઠા આથી વધારે ધર્મ શો થઈ શકે?' તો સમજો કે

**આંતરશત્રુને જ અન્યાયકારી માનવાનો અને એને દબાવ્યા કરવાનો વિસ્તૃત ધર્મ સંસારમાં બેઠા ય બહુ થઈ શકે.**

સંસારત્યાગ નથી કર્યો, ને ઘરવાસમાં બેઠા છો, છતાં આ મહાન ધર્મ ડગલે ને પગલે આરાધી શકો. અંતરના મદ-રાગ-લાલસાને નિરભિમાન, વૈરાગ્ય, અનાસક્તિ, તૃપ્તિ વગેરે દ્વારા દબાવતા રહેવું, એ મહાન ધર્મ છે. એને આરાધતા રહેવાનું. એમાં ય ખાસ કરીને જ્યારે જ્યારે 'સામેથી અગવડ આવી, અપમાન થયું, બહારમાં નુકસાન થયું' એમ લાગે, ત્યારે ત્યારે તરત આ પ્રયોગ ચલાવવાનો.

જોવાનું કે "જાતને સુયોગ્ય માને છે, જાતને સારું જ કરનારી માને છે, માટે જ સામા અપમાન કરનારા લાગે છે. સુખની લાલસા નડે છે, વિષયોનો રાગ સતાવે છે, તેથી જ એમાં વાંધો વચકો લાવનારાને દુશ્મન દેખે છે. એટલે ખરી રીતે આ જાતની વડાઈ, લાલસા અને રાગ જ ખતરનાક છે. એને જ મારે દાબતા ચાલવાનું."

**આંતરશત્રુ દબાવવા માટે ૩ ઉપાય,-**

(૧) જાતની કર્મપીડિત અધમતાનું ભાન, અને નિરભિમાન

(૨) સુખની બેપરવાઈ, ને

(૩) વિષયોની નિર્માલ્યતાનો ખ્યાલ કરતા રહેવાનું.

બસ, જાત પર અને જાતના દોષો પર આ પ્રબળ અંકુશ મૂકવાનું ચાલુ થઈ જાય, એટલે પછી જાતના દોષોને લીધે સામા શત્રુ દેખાતા હશે તેને હવે દુશ્મન દેખવાનું કે અન્યાયકારી લાગવાનું ઓછું થતું આવશે. ભગવાનના ૯૮ દીકરાને આ સમજાઈ ગયું અને રાજ્યાદિના રાગ જ મૂકી દીધા, દિલની મમતા જ છોડી; એટલે મોટોભાઈ ભરત હવે દુશ્મન કે અન્યાયકારી નથી લાગતો. હવે તો અન્યાયકારી આંતર દુશ્મન મદ–લાલસા–રાગ વગેરેને તોડવા માટે જે મનુષ્યજન્મ મહા સહાયભુત મળ્યો છે, એને એમાં કામે લગાડી દેવાનું નક્કી કરી નાખ્યું, પ્રભુ પાસે ત્યાં ને ત્યાં જ એ દીક્ષિત થઈ ગયા.

એ સાભળીને ભરત શરમાઈ ગયો, અને આવીને ક્ષમા માગતો કહે છે, 'માફ કરો, મારી ભૂલ થઈ. પધારો ઘરે, સુખેથી રાજ્ય ભોગવો, મારે તમારા પર કાંઈ આજ્ઞા-હકુમત ચલાવવી નથી.' પરંતુ આ ૯૮ મુનિ બનેલાને તો હવે ખરા શત્રુભુત રાગાદિનો અને એમના અનંત કાળના અન્યાયનો જ કાયમી અંત લાવવો છે, તેથી ભરતના કરગરવા પર શાના લોભાય?

બોલો હવે, અન્યાયનો સામનો કરવા જેવો ખરો? અને કરવો જ હોય તો કોના અન્યાયનો સામનો કરવા યોગ્ય? કહેવું જ પડશે,

**બહારના અન્યાય કરતાં અંતરના કામ કે ક્રોધ-લોભ, રાગ-દ્વેષ, માન-મદ-માયાના ઘોર અન્યાયનો સામનો કરવા યોગ્ય છે અને એ માટે એ આંતરશત્રુઓ સામે જ લડી લેવા જેવું છે.**

એટલા જ માટે બહારનાની સામે તો સહિષ્ણુતા જ કેળવવાની, ક્ષમા જ રાખવાની, જેથી આતરશત્રુ ક્રોધને મચક ન મળે. પરંતુ આ સહિષ્ણુતાદિ કરવાનું કોણ શિખવાડે? ધર્મ જ એ શીખવે છે. ધર્મનું આ ઊંચું મહત્ત્વ છે કે એ ક્ષમા-સહિષ્ણુતા-સમતા શીખવીને મહાશાંતિ-મહાસુખનો અનુભવ કરાવે છે.

---

## પ્રકરણ-૩૦ ઈર્ષ્યા : આત્મહિતની જરૂરિયાતો છે?

અસંમત નાસ્તિકને ધર્મ માનવો જ નથી, પછી એને આંતરશત્રુ સામે લડી લેવાનું અને બહારનાની સામે સહિષ્ણુતા કેળવવાનું શિક્ષણ કે સમજ ક્યાથી હોય? તેથી એ લલિતાંગ મુનિની પ્રશંસા કેમ સહી શકે? આંતરશત્રુ ઈર્ષ્યાને એ કેમ રોકી શકે? એને મુનિ પર ભારે ઈર્ષ્યા આવી ગઈ; દ્વેષ વધી ગયો, અને હવે 'કેમ એમનો નાશ કરું' એના વિચારમાં ચડ્યો. આ સૂચવે છે કે,

**ધર્મમાં માનનારે સહિષ્ણુતા-ધર્મ કેળવવો જ જોઈએ; ઈર્ષ્યા નહિ જ કરવાની.**

**ઈર્ષ્યા કેવી ગોઝારી છે?** 'મુનિએ નાસ્તિકનું કાંઈ જ બગાડ્યું છે? પ્રશંસા અને નિંદા કરે છે તો લોકો કરે છે. એમાં મુનિનો શો વાંક? પરંતુ ઈર્ષ્યા દુર્ગુણ જ એવો આંધળો છે કે ગુનો કોઈ જોવાનો જ નહિ. ઈર્ષ્યાવાળાને તો એક જ ધૂન કે 'હું કોના કરતા હલકો દેખાઉં

છું ? યા કોણ મારા જેવો વખણાય છે ? બસ, એને જ હું હલકો પાડું, યા એને જ ઉડાવું.' બીજાનું સારું ખમી શકવાની તાકાત જ નહિ, માટે એને ઉડાડવાની જ ધૂન.

ત્યારે કહો, એક ઇર્ષ્યા પછી કેટલાં આર્તધ્યાન અને વધીને રૌદ્રધ્યાન કરાવે ? જ્યાંસુધી સામો હલકો ન પડે, કે ખત્મ ન થાય, ત્યાંસુધી આર્તધ્યાન અને વધીને રૌદ્રધ્યાન કેવાં ચાલ્યા કરે ?

### સારું ધ્યાન ક્યારે લાગે ? :-

માટે જ આ સાવધાની રાખવા જેવી છે કે ધ્યાન 'ૐ' કે 'અર્હં' વગેરેનું લઇને બેસવાની વાત પછી, પણ પહેલા આર્તધ્યાનને લાવનારી આ ઇર્ષ્યા વગેરે આંતર મલિનતાને હટાવો, અને આર્તધ્યાન અટકાવો. ચિત્તમાં આર્તધ્યાન રમતાં હશે તો શુભ ધ્યાનને અવકાશ જ નહિ મળે; અને ઇર્ષ્યાદિ નહિ મૂકવા હોય તો આર્તધ્યાન કોટે વળગ્યા રહેવાનાં.

### ખોટી પકડ દુર્ધ્યાનને તાણી લાવે છે :-

અસંમત નાસ્તિક મુનિ પ્રત્યે ઇર્ષ્યાનો માર્યો આર્ત અને રૌદ્રધ્યાનમાં રમે છે, 'એમને કેમ ખત્મ કરુ' એ વિચારમાં ચડયો છે. જીવના ઉપર લાગેલો સંસારવાસ કેટલો બધો ભયંકર છે ! એને એક યા બીજા પ્રકારની એવી કોઇક પકડ પકડાઇ જાય છે કે પછી એ દુર્ધ્યાનને તાણી લાવે છે; કેમકે ખોટી પકડની પાછળ મન ખોટા વિચારમાં કામ કરતું બની જાય છે, પછી એમાં દુર્ધ્યાન કેમ ન આવે ? ખરાબ કામ તો થાય ત્યારે થાય, પરંતુ ખરાબ વિચારસરણી કલાકોના કલાકો કે દિવસોના દિવસો ચાલ્યા કરે છે ! દુર્ધ્યાનની આ ખરાબી કે ખરાબ કરણી નહિ છતાં મારે !

બિલાડી દિવસભરમાં કેટલા ઉંદર મારવાનું કરપીણુ કૃત્ય કરે છે? બહુ અલ્પ. પરંતુ એ એની વિચારધારા અને રૌદ્રધ્યાન કેવી રાત-દિવસભર ચલાવે? એમ ગિરોલી વાઘ વરુ વગેરે શિકારી પ્રાણીઓની દશા કઇ? શાના પર આ? એક પકડ પકડાઇ જવા પર કે 'શિકારને ખત્મ કરવો' જીવ આઘો જાય, પાછો જાય, પણુ મન એમાં ને એમાં રમતું રહે છે. આ રૌદ્રધ્યાનની વિચારધારા છે. એ ભયંકર છે. એમ આર્તધ્યાનની વિચારધારા પણુ કોઇ પકડના લીધે ચાલે છે, ને એમાં મનની મહાખરાબી છે.

**ખોટી પકડ પર આર્તધ્યાનનું દૃષ્ટાન્ત :-**

દા. ત. મનને લાગી ગયું કે 'પૈસા જોઇએ,' બસ એ પકડ લાગવા પર મન એના આર્તધ્યાનમાં રમ્યા કરે છે ને ચિંતવે છે કે 'પૈસા કેમ મળે? કયારે મળે? શું કરું?' આજીવિકા પૂરતા પૈસા વિના સંસારીને નથી ચાલતું એ સાચું, પરંતુ એ જરૂરિયાત બહુ શું માગે? એનો ઉપાય ઉદ્યમ માગે એટલું જ ને? પરંતુ મનમાં એનો વલવલાટ પણુ જરૂરી છે? શું વારંવાર એની ચિંતા ય કરવી જ જોઈએ કે 'કયારે મળે? કેમ મળે? કેમ વધારે મળે?' ને શું એ ચિંતાથી કાંઈ વળે છે? ધંધો-નોકરી-મજુરી તો ચાલુ જ છે. જીવનનો અનુભવ છે કે નોકરી-ધંધાથી અમુક પૈસા તો મળ્યા જ કરે છે. ચિંતાથી વિશેષ શું સધે છે? ભાગ્ય બાંધેલું હોય તો એટલું જ મળવાનું. ભાગ્ય નબળું હશે તો ઓછું જ મળવાનું ચિંતા એમા કશો વધારો કરી શકે નહિ. છતાં જીવને ભાગ્યના ઘરની વસ્તુ પૈસા, તે પૈસાની લત લાગી ગઈ, તે ભાગ્યથી ઉપરવટ થઇને મનથી હિસાબ વિનાની ચિંતા અને આર્તધ્યાન કર્યા જ કરે છે! કેવો મૂઢ!

**તુચ્છ વસ્તુની લતથી માનવભવની હાંસી :-**

અરે ! પૈસા તો હજી ય મોટી વસ્તુ છે, પણ જીવને બીજી કેટલીય તુચ્છ વસ્તુની પણ લત લાગે છે ! દા. ત. ઘરના ખૂણામાં કચરો દેખ્યો, એ હમણાં ને હમણાં ઊઠીને દૂર કરાય એમ નથી, કે બીજા પાસે તરત કઢાવી નખાય એવું નથી, છતાં મન એના ય લોચા વાળ્યા કરે છે કે 'આ કેટલો ખરાબ લાગે છે! કેમ આ કચરો પડી રહ્યો છે?....' અથવા કપડું ખૂંચમાં ભરાઈ જરા ફાટયું, હવે એ સંધાશે તો એની સગવડે સંધાશે, પરંતુ અત્યારથી એ ફાટેલુ નજરમાં આવે ત્યારે ત્યારે એની ખોટી ચિંતા થઇ જ અ છે કે 'આ કેમ ફાટયું ? કયારે સંધાય ?.... આ મફતિયા ખૂંચ ખીલી કેમ રાખી હશે કે કપડાં ફાડે ? હવે આ સંધાય નહિ ત્યાં સુધી કેટલું ખરાબ લાગે ? ને સંધાય નહિ ને વધારે ફાટે તો ?....' તુચ્છ વસ્તુની પકડ પર પણ કેટલું આર્તધ્યાન ? કેટલી પાપ વિકલ્પોની હારમાળા ? ઉત્તમ માનવભવની આ કેવી હાંસી ? કેવી વિટંબણા ? ક્રોડપતિની કન્યા મળી હોય, સાથે મોટી સંપત્તિ મળી હોય, એને મસોતા જેવા કપડા પહેરાવે એ એની કેવી હાંસી ? એમ પુણ્યાઇ સાથે મળેલ માનવજિંદગીને તુચ્છ વસ્તુની લત–ચિંતા લગાડીએ એ એની કેવી હાંસી ?

શું માનવજનમ આવાં આર્તધ્યાન કરવા માટે જ છે ? શું આર્તધ્યાનથી જીવન આબાદ બને છે ? કે બરબાદ ? આવા ને આવાં આર્તધ્યાન ચાલ્યા કરતા હોય ત્યાં શુભ ધ્યાનને અવકાશ રહે ? ચિત્ત દેવદર્શન–વંદન કે જાપ વગેરેમા જોડાય ત્યારે એમાં સ્થિર રહે ખરું ? ફરિયાદ છે ને કે શુભ ક્રિયામાં ચિત્ત સ્થિર નથી રહેતું ? પણ

**આર્તધ્યાનની લોથ લાગી હોય ત્યાં સ્થિર શુભ ધ્યાન શાનું લાગે?** અને જીવને તુચ્છ લતો લાગેલી હોય ત્યાં કહું આર્તધ્યાન આવ્યા વિના શાનું રહે? ભલેને પછી એ પ્રભુના મંદિરમાં હોય! ત્યાં મંદિરમાં એ મનમાંથી બહારની લત તો બહાર મૂકીને આવ્યો નથી, એટલુ જ નહિ, પણ અહીં મદિરમાંય 'આ પાટલો આમ કેમ વચ્ચે પડ્યો છે? આ પેલા ભાઈ કેમ દર્શનની આડે ઊભા છે? ક્યાં સુધી ચોંટ્યા રહેશે?... ઓલ્યા ભાઈ વળી કેમ સ્તવન મોટેથી ગાય છે?....આ આમ ન ચાલે,'... આવી આવી મનને લત લાગી છે એટલે આનાં આર્તધ્યાન ચાલ્યાં જ કરે છે.

આવી લત, આવી પકડ, માની લીધેલી એવી જરૂરિયાતો, ભૂંડી ચિત્ત એની પાછળ પાગલ થવાનુ, આંધળું બનવાનું. પછી સારી પ્રવૃત્તિ હાથમાં લેવા છતાં એને એ સારીનું ઊંચું મૂલ્યાંકન નહિ, ઊચી કદર નહિ, તે વચમાં વચમાં ખોટાં ચિંતન ગબડાવ્યા જ કરશે

**ખોટી લતો પાછળ કેવી મહાન આત્મ-સંપત્તિની કમાઇ ગુમાવવાની?:-**

જીવન ખોટી લતોથી અને માનેલી ખોટી જરૂરિયાતોથી એવું કલુષિત બને છે કે પછી એની પાછળ ધારાબદ્ધ પવિત્ર વિચારસરણી, ઉપશાંત ભાવ, ઉદાર આશયો, મૈત્રી-કરુણાની વહેતી ભાવનાઓ, અરિહંતનુ શુભ ચિંતન વગેરે મહાન આત્મસંપત્તિઓ કમાવાનું હાથવેંતમાં છતાં દુર્લભ દુ:શક્ય બની જાય છે. જીવનમા મહાનતા આ સંપત્તિઓથી આવે; પણ પેલી ખોટી લતો અને ખોટી જરૂરિયાતોની અધમતા ટળે ત્યારે ને?

**તુચ્છ વસ્તુની લતથી માનવભવની હાંસી :–**

અરે ! પૈસા તો હજી ય મોટી વસ્તુ છે, પણ જીવને બીજી કેટલીય તુચ્છ વસ્તુની પણ લત લાગે છે ! દા. ત. ઘરના ખૂણામા કચરો દેખ્યો, એ હમણાં ને હમણાં ઊઠીને દૂર કરાય એમ નથી, કે બીજા પાસે તરત કઢાવી નખાય એવું નથી, છતાં મન એના ય લોચા વાળ્યા કરે છે કે 'આ કેટલો ખરાબ લાગે છે! કેમ આ કચરો પડી રહ્યો છે?....' અથવા કપડું ખૂંચમા ભરાઈ જરા ફાટયું, હવે એ સંધાશે તો એની સગવડે સંધાશે, પરંતુ અત્યારથી એ ફાટેલું નજરમાં આવે ત્યારે ત્યારે એની ખોટી ચિંતા થઇ જ અ છે કે 'આ કેમ ફાટયું ? કયારે સંધાય ?.... આ મફતિયા ખૂંચ ખીલી કેમ રાખી હશે કે કપડાં ફાડે ? હવે આ સંધાય નહિ ત્યાં સુધી કેટલું ખરાબ લાગે ? ને સંધાય નહિ ને વધારે ફાટે તો ?....' તુચ્છ વસ્તુની પકડ પર પણ કેટલું આર્તધ્યાન ? કેટલી પાપ વિકલ્પોની હારમાળા ? ઉત્તમ માનવભવની આ કેવી હાંસી ? કેવી વિટંબણા ? ક્રોડપતિની કન્યા મળી હોય, સાથે મોટી સંપત્તિ મળી હોય, એને મસોતા જેવા કપડા પહેરાવે એ એની કેવી હાંસી ? એમ પુણ્યાઇ સાથે મળેલ માનવજિંદગીને તુચ્છ વસ્તુની લત–ચિંતા લગાડીએ એ એની કેવી હાંસી ?

શું માનવજનમ આવાં આર્તધ્યાન કરવા માટે જ છે ? શું આર્તધ્યાનથી જીવન આબાદ બને છે ? કે બરબાદ ? આવાં ને આવાં આર્તધ્યાન ચાલ્યા કરતા હોય ત્યાં શુભ ધ્યાનને અવકાશ રહે ? ચિત્ત દેવદર્શન–વદન કે જાપ વગેરેમાં જોડાય ત્યારે એમાં સ્થિર રહે ખરું ? ફરિયાદ છે ને કે શુભ ક્રિયામા ચિત્ત સ્થિર નથી રહેતું ? પણ

**આર્તધ્યાનની લોથ લાગી હોય ત્યાં સ્થિર શુભ ધ્યાન શાનું લાગે?** અને જીવને તુચ્છ લતો લાગેલી હોય ત્યાં કહું આર્તધ્યાન આવ્યા વિના શાનું રહે? ભલેને પછી એ પ્રભુના મંદિરમાં હોય! ત્યાં મંદિરમાં એ મનમાંથી બહારની લત તો બહાર મૂકીને આવ્યો નથી, એટલુ જ નહિ, પણ અહીં મદિરમાં ય 'આ પાટલો આમ કેમ વચ્ચે પડયો છે? આ પેલા ભાઈ કેમ દર્શનની આડે ઊભા છે? કયાં સુધી ચોંટયા રહેશે?... ઓલ્યા ભાઈ વળી કેમ સ્તવન મોટેથી ગાય છે?....આ આમ ન ચાલે,'... આવી આવી મનને લત લાગી છે એટલે આનાં આર્તધ્યાન ચાલ્યાં જ કરે છે.

આવી લત, આવી પકડ, માની લીધેલી એવી જરૂરિયાતો, ભૂંડી ચિત્ત એની પાછળ પાગલ થવાનુ, આંધળું બનવાનું. પછી સારી પ્રવૃત્તિ હાથમાં લેવા છતાં એને એ સારીનું ઊંચું મૂલ્યાંકન નહિ, ઊંચી કદર નહિ, તે વચમાં વચમાં ખોટાં ચિંતન ગબડાવ્યા જ કરશે

**ખોટી લતો પાછળ કેવી મહાન આત્મ-સંપત્તિની કમાઇ ગુમાવવાની? :-**

જીવન ખોટી લતોથી અને માનેલી ખોટી જરૂરિયાતોથી એવું કલુષિત બને છે કે પછી એની પાછળ ધારાબદ્ધ પવિત્ર વિચારસરણી, ઉપશાંત ભાવ, ઉદાર આશયો, મૈત્રી-કરુણાની વહેતી ભાવનાઓ, અરિહંતનું શુભ ચિંતન વગેરે મહાન આત્મસંપત્તિઓ કમાવાનું હાથવેંતમાં છતાં દુર્લભ દુ:શક્ય બની જાય છે જીવનમા મહાનતા આ સંપત્તિઓથી આવે; પણ પેલી ખોટી લતો અને ખોટી જરૂરિયાતોની અધમતા ટળે ત્યારે ને?

**ખોટી લતો તથા પકડો અને જરૂરિયાતોથી જીવન અધમ જ બન્યું રહે છે;** પછી ભલેને દેવ અરિહંત ઊંચામાં ઊંચા મળ્યા, ગુરુ પણ ઊંચા ત્યાગી અને તત્ત્વજ્ઞ મળ્યા, તથા ધર્મ અનુપમ અદ્વિતિય મળ્યો. જીવનમાંની અધમતાઓ એમજ ઊભી હોય ત્યાં એ સારામાં સારાં તરવાનાં આલંબનો મળ્યાનો શો લાભ લેવાય?

**ઉચ્ચ તારક આલંબનોની કિંમત સમજો :–**

ધ્યાનમાં રાખો,–વિશ્વશ્રેષ્ઠ અરિહંત પરમાત્મા, ત્યાગી ગુરુઓ, જિનશાસન, જિનાગમ, તીર્થો, ધાર્મિક આચાર–અનુષ્ઠાનો વગેરે આલંબનો એવા અદ્‌ભુત મળ્યા છે કે કે જેના આધારે આત્મા પોતાના દેદાર ફેરવી નાખે! તુચ્છ લતો–પકડો–જરૂરિયાતોને નહિવત્ કરી શકે! આ આલંબનો આ વિરાટ વિશ્વમાં મળવા અતિશય કઠીન! અતિ દુર્લભ! એ છે, તો જ એના આધારે ઉન્નતિ સાધી શકાશે જીવન પુરું થતાં એ ખોઈ નાખ્યા પછી શું થઈ શકશે? માટે તારક આલંબનો મળ્યાનું મહત્ત્વ ખૂબ જ નજર સામે રાખી એનો ઉપયોગ કરી લેવો જોઇએ. શેમાં? આ તુચ્છ લતો–પકડો–જરૂરિયાતોને નામશેષ કરવામાં

**જીવન કેમ હારી જવાય છે? :–**

જીવને એ વિચાર નથી આવતો કે 'હું આ તુચ્છ લતો–પકડો રાખી બેસું છું, તુચ્છ જરૂરિયાતો માની બેસું છું, તો (૧) શું મારે આવો સુંદર દુર્લભ માનવભવ મળ્યા પછી આત્મહિતની કોઈ જ લતો કેળવવાની નથી? (૨) આત્મહિતની કોઇ પકડો જ રાખવાની ઊભી કરવાની નથી? (૩) મારે શું કોઈ આત્મહિતની જરૂરિયાતો જ નથી? અને જીવનમાં એ મુખ્ય બનાવવાની જ નહિ? 'ખૂણામાં કચરો

પડી રહ્યો, ચિંથરું ફાટયું, કપડું મેલું થયું, આ ન ચાલે; ઠંડી બહુ પડી,'-આવા આવા મુડદાલ નમાલા વિકલ્પોથી શું આત્માના દેદાર સુધરે છે? 'કચરો ન જ જોઈએ,.... કપડું જલ્દી ફાટવું ન જ જોઈએ, ... ફાટયું તો તરત સંધાવું જ જોઈએ,.... કપડું સાફ જ જોઈએ....' આવી આવી લત-પકડ-જરૂરિયાતો માની લીધાથી આત્માનું શું સુધરે, કે બગડે? શું જીવન જરૂરિયાતોમાં આ જ આવે? શું આવું ને આવું જીવન ચાલે એટલે જીવન જીતી ગયા? કે સરાસર હારી ગયા? કહો છો ને હવે વધારે ધર્મ શો કરીએ? **આ તુચ્છ લતો પડતી મૂકવાનો અભ્યાસ કરતા રહેવાય એ ધર્મ કયાં ઓછો ધર્મ છે?**

## આત્મહિતોની લતો-જરૂરિયાતો :-

કોઈ દાન-શીલ-તપ-ભાવનાની, દેવગુરુભક્તિની, ક્ષમાદિ ગુણોની, કે વ્રતનિયમો અને પવિત્ર આચાર-અનુષ્ઠાનોની જ કોઈ પકડ પકડવાનો ધર્મ કયાં ઓછો ધર્મ છે? શું એની જરૂર જ નથી? એની ખાસ જરૂરિયાત માનવાને કશી જગા જ નહિ? પણ પેલી તુચ્છ લતો-પકડો-જરૂરિયાતો ટોળાબંધ ઊભી હોય ત્યાં આને શાનું સ્થાન મળે? ભૂલશો નહિ, આ તુચ્છ લતો પર આર્તધ્યાન ભરચક ચાલવાનાં; વધીને કદાચ રૌદ્રધ્યાનની પણ વિચારસરણી પેસી જવાની.

અસંમત નાસ્તિકને એ લત લાગી કે 'શહેરમાં હું જ હોશિયારમા ખપું, મારી જ વાહવાહ થાય, મારી સામે કોઈ બીજાની વડાઇ ન થાય.' એ લતમાં પછી નાસ્તિકવાદ ફેલાવ્યો, અને હવે મુનિની ભારે તપસ્યા તથા એના પ્રભાવની પ્રશંસાને

સહી શકતો નથી; તે ચડ્યો ભયંકર દુષ્ટ રૌદ્રધ્યાનમા! શોધે છે, 'મુનિને કેમ ખત્મ કરું!'

**મુનિને બાળી નાખવાનો પ્રયત્ન :-**

નાસ્તિકે ઉપાય શોધી કાઢ્યો, એ રાતના ઉપડ્યો ઉદ્યાનમાં; લાકડાં ભેગાં કરી ધ્યાનમાં ઊભેલા મુનિની આસપાસ ગોઠવી દીધાં; અને મુનિને બાળી નાખવાના વિચારથી ચારે બાજુએ લાકડાં સળગાવી ઘર ભેગો થઇ ગયો. ઘેર જઇ નિરાંત અનુભવે છે કે 'હાશ! મુનિ સળગી જશે, ને પછી એમને લોકો યાદ પણ નહિ કરે. એટલે મારો એક કાંટો ગયો.' માનવ જેવો માનવ થઇને એની વાઘવરુ જેવી કેવી ભયંકર વિચારસરણી!

**અજ્ઞાનતાભર્યા વિચાર જીવને કેટકેટલી અધમતામાં ઉતારી એની કારમી વિટંબણા કરે છે!**

પહેલાં તો અપકૃત્યનું દુર્ધ્યાન!....પછી એના ઉપાયનું ચિંતન!....ઉપાય જડતાં આનંદ-ઉત્સાહ!....પછી ઉપાયનો પ્રયત્ન!....એ પછી ધાર્યું થઇ જવાની કલ્પના!....અને એના પર અપાર હરખભર્યા વિચાર!....,-એવું એવુ ભયંકર ચાલે છે. એટલે ઠેઠ પહેલેથી મલિન વિચારણા-ચિંતવના શરૂ થઇ ને અપકૃત્ય થઇ ગયું માન્યું, પછી પણ એના કલ્પેલ લાભના હરખમાં ય કાળું મેશ હૃદય!

**ઇર્ષ્યા-અસહિષ્ણુતામાં કેવાં દારુણ પરિણામ?:-**

(૧) આમાં નરકના ભાતાં જ બાંધ્યે રાખવાનો ધંધો થાય કે બીજું કાંઇ?

(૨) વળી બીજી પવિત્ર વિચારણાને જરા પણ જગા જ ન રહે, આ ય કેટલી મોટી ખોટ?

(૩) માનવના ખોળીયે કેવી જંગલી પશુહૃદયની કાર્યવાહી ચાલે? તે ય દિલમાં કશા ખેદ વિના! ને હોંશે હોંશે!

(૪) ધિઠ્ઠાઈ કેવી વધે કે પછી બીજાં અપકૃત્યોની વિચારણા અને પ્રયત્ન કરવામાં કોઈ સંકોચ જ નહિ? જુઓ, દૃઢપ્રહારીએ બ્રાહ્મણના ઘેર ચોરી કરવા પેસતાં વચમાં ગાય આડી આવી તો એને કાપી નાખી! એટલે ધિઠ્ઠાઈ આવી, તો અંદર જતાં ગર્ભિણી બ્રાહ્મણી સામે થવા પર એના ય પેટ ઉપર ઘા કરતાં સંકોચ ન અનુભવ્યો! એ પછી ચોરીમાં કાંઇ નહિ મળતાં પાછો ફરે છે ત્યાં બ્રાહ્મણ સામો આવ્યો, તો એને પણ કાપી નાખ્યો!

અપકૃત્યોમાં ધિઠ્ઠાઈ આવે એ જીવની કેવી વિટંબણા છે! અહીં પણ જો કોઈ સજ્જન એને શાબાશી આપવાનું નથી, તો મર્યા પછી તો શાબાશી મળવાની વાતે ય શી? ખુનસની માત્ર એક ખરજ ઉતારવાનું થાય છે, પરંતુ એમાં નવા નવા ખુનસની ખરજો ઊઠે છે.

**જીવ મોહમૂઢ લાગણીઓનો ગુલામ જ ને? તે પવિત્ર ભાવો કેળવવા માટે એનું કોઇ વર્ચસ્વ જ નહિ? કોઇ સ્વાતંત્ર્ય જ નહિ?**

ખૂબી તો પાછી એ, કે અપકૃત્ય પાર પડશે કે કેમ એ નિશ્ચિત નથી; છતાં મૂઢતાથી વિડંબાયો જીવ એને પાર પડી જવાનું માની બેસે છે! અને એનાથી મનમાન્યો લાભ કલ્પી લઇ એના પર હરખના ઉન્માદમાં ચડે છે! એટલે ત્યાં પણ હૈયાની રૌદ્ર સ્થિતિ રહ્યા કરે છે! ખરી રીતે તો ધારેલું કદાચ પાર ન પણ પડે, કિન્તુ જીવ બિચારો ભયંકર વિચારણાથી

બચી શકતો નથી.

અસંમત નાસ્તિકની એવી જ દશા થઈ છે. એણે મુનિને બાળી નાખવાના ઠેઠ સુધીના પ્રયત્ન કર્યા. એના વિચારમાં તો રાચ્યો, પણ હવે મુનિ બળશે કે કેમ એ પ્રશ્ન છે, છતાં પેલો તો એના હરખમાં 'હાશ! હવે મુનિ બળી ગયો! કાશ ગઈ!' એવા રૌદ્ર પરિણામ અનુભવી રહ્યો છે.

કોરટમાં જૂઠું લલકાર્યા પછી ઘરે જઈને માણસ હરખ અનુભવે છે ને કે 'હાશ ! પાસા પોબાર. જજમેન્ટ મારા લાભમાં આવશે ને સામો ઠીક જ પછાડ ખાશે!' જાણે ચુકાદો આવી ગયો તે મલિન વિચાર કર્યે રાખે છે! કોને ખબર છે ચુકાદો કેવો ય આવ્યો? પણ અસત્ કલ્પનાની વિટંબણા ભારે!

**અપકૃત્ય પરના લાભ લોહીના લાડુ જેવા :-**

ત્યારે અપકૃત્ય કદાચ પાર પણ પડે, તો ય એનાથી થતા મનમાન્યા લાભમાં ય જીવને જે હરખની વિચારણા થાય છે એમાં ય એની કાળી દશા છે. અનીતિ કરી ધન કમાયા, એ ધનના લાભમાં કોઇ લેશમાત્ર પણ પસ્તાવો થાય ખરો કે 'અ રે રે! આ લાભ તો લોહીના લાડુ બરાબર છે. કસાઇનો બંગલો જોઈ શુ રીઝવાનું? બકરા-પાડાની કત્લ ચલાવવા પર થયેલા ધનલાભની શી કિંમત? એમ જુઠ, અનીતિ, વિશ્વાસઘાત કે પરનિંદા પર મળેલા ધન-માલ યા માન-પૂજા-પ્રતિષ્ઠાની શી કિંમત?'

**પરંતુ અપકૃત્યના આવેશ જ એવા છે કે એ લોહીના લાડુ પર હરખના ઉન્માદ જગાવે.**

ત્યાં એને જીવનમાં સારું શું આવડે? એ તો એવા

ધનથી કોઈ સુકૃત પણ કરી આવે તો ય ત્યાં લોક વાહવાહ દેખી મનને થવાનું કે 'હાશ! જો આ રીતે વેપાર ચલાવી પૈસા કમાયા, તો આવા સુકૃતથી વાહવાહ મળી.' આમ ત્યાં પણ સુકૃતની ચોકખી અનુમોદનાને બદલે પોતે કરેલા અનીતિ આદિના દુષ્કૃત્યની જ ભારોભાર અનુમોદના થયા કરવાની! અપકૃત્યની વિટંબણા ભારે! એમા દુર્ધ્યાન અને નવાં નવાં પાપકર્મોનો પ્રવાહ આત્મા પર ચાલુ. ઉત્તમ ભવમાં આ પાપભર્યાં સર્જન ન કરવા હોય તો નાશવંતના ક્ષણિક લાભમાં ન લલચાઓ, અપકૃત્યના આવેશ કદી ન રાખો;

**અપકૃત્યથી મળેલા લાભને કસાઇના ધન જેવા સમજો.**

---

## પ્રકરણ-૩૧ નાસ્તિકનો પસ્તાવો : ખોટા વિચાર કેમ અટકે? : શાસ્ત્રવ્યવસાય અતિજરૂરી

પેલો અસંમત ઘરે જઇને હરખ અનુભવી રહ્યો છે, અને સવારે ઉદ્યાનમા મુનિના શરીરની રાખ જોવા હોશે હોશે આવે છે. પરંતુ આ શું? ત્યાં એ મુનિને આજુબાજુ રાખની વચમાં બરાબર ધ્યાનમાં જીવત ઊભેલા જોઈ સ્તબ્ધ બની જાય છે કે 'અરે! આ શું? મુનિ બળી ગયા નહિ?'

કેમ આમ બન્યું? એટલા જ માટે કે મુનિના તપના પ્રભાવે અને મુનિની ભડભડતા અગ્નિ વચ્ચેથી પણ બહાર ન નીકળી જતાં ત્યાં જ ઊભા રહેવાનાં ધૈર્ય અને સ્થૈર્યે એક વ્યંતર દેવતા પ્રભાવિત થઈ ગયો, તે એણે મુનિની રક્ષા કરી!

**તપ છતાં રક્ષા થવાનો નિયમ નહિ :-**

પ્ર૦– શું તપના અભાવે દેવ રક્ષા કરે જ?

ઉ૦– ના રક્ષા કરે જ એવો નિયમ નથી; કેમકે તપ છતાં બીજી બાજુ પોતાના તીવ્ર અશુભ અશાતા–વેદનીય આદિ કર્મનો ઉદય હોય તો દેવતાનો ખ્યાલ આ તરફ ન પણ જાય, અને રક્ષા ન થાય, એવું ય બને.

**મહાવીર પ્રભુ પર** ગોશાળાએ તેજોલેશ્યા નાખી; ભગવાન પાસે જઘન્યથી એક ક્રોડ દેવતા નિરંતર સેવામાં રહે છે, તો કયાં એમાંથી એક પણ દેવતાએ એ અટકાવી? કેમ નહિ? શું દેવ એ વિચારમાં હતા કે 'ભલે ભગવાનના અશુભ કર્મનો આ નિમિત્તે ભોગવટો થઇ ક્ષય થઇ જાય?' ના, એવો વિચાર ભક્ત કરે નહિ. તો તેજોલેશ્યા કેમ ન અટકાવી? એ જ કહેવું પડે કે દેવતાનો આ તરફ એ ક્ષણે. ખ્યાલ જ રહ્યો નહિ! સ્વામીનું બળવાન અશુભ કર્મ જ એવું છે કે સેવકનો ખ્યાલ ભૂલાવે. રક્ષાનાં સાધનને ય સ્થગિત કરી દે!

**ખંધકસૂરિના** શિષ્યોને પાલક પાપીએ ઘાણીમાં પીલી નાખ્યા, દેવતા કયાં રક્ષા કરવા આવ્યા? તે વખતે વિચરતા મુનિસુવ્રતસ્વામી–તીર્થંકરદેવ પાસે ક્રોડ દેવતાઓ હાજર જ હતા. પણ કેમ રક્ષા ન કરી? **ગજસુકુમાળના** માથે સોમિલ સસરાએ અંગારા ભર્યા, દેવતાએ કયાં રક્ષા કરી? એ વિચરતા ભગવાનની હયાતી–કાળમાં હતા એટલે દેવોની હાજરીના અને ગમનાગમનના સમયમાં એ વાત બની હતી. તો રક્ષા કેમ ન કરાઈ? જવાબ એક જ કે,

**તીવ્ર અશુભનો ઉદય હોય તો રક્ષાનાં સાધન પણ સ્થગિત થઈ જાય અને એ અશુભોદય વેઠી જ લેવો પડે.**

**પ્ર૦– તપલબ્ધિથી જાતની રક્ષા કેમ કરે નહિ?**

ઉ૦– મહા તપસ્વી મહર્ષિઓને સ્વયં તપથી ભલે મહાલબ્ધિઓ ઊભી થઈ ગઈ હોય છતાં એનો ઉપયોગ એ પોતે પોતાના રોગ–ઉપદ્રવ ટાળવામાં નથી કરતા; કેમકે એમ કરવામાં એ દેખે છે કે

(૧) એક તો શરીરાદિનો રાગ પોષાય, અને

(૨) બીજું એ સમજે છે કે અશુભ કર્મોને સમતાથી ભોગવી લીધાથી એનો નિર્મૂળ નાશ થઈ જાય એ આવકારવા યોગ્ય છે. એટલે મહામુનિઓ એવા મહા કપરા અવસરમાં પણ સમતા સમાધિ રાખી શકતા હોવાથી રોગાદિ ઉપદ્રવોને કર્મનાશમાં સહાયક મિત્ર સમજી એને શાંતિથી સહી લે છે! તમને એમ થતું હશે કે,

પ્ર૦– અતિ અસહ્ય ઉપદ્રવ શે સહન થાય?

ઉ૦– **ગૂમડા પર નસ્તર** મૂકાવો તો પીડા ન થાય? થાય, છતાં કેમ એ પીડા સહી લો છો? સમજો છો કે આનાથી ગુમડું મટી જાય, તો એ જ પ્રમાણે સમજી લો કે રોગ–આફતની પીડા વધાવી લઈએ એટલે કર્મના ગુમડાં સાફ થતા જાય. મહાત્માઓ કર્મના ગુમડાને ટાળવા રોગાદિ ઉપદ્રવોની અસહ્ય પીડા પણ સમતા–સમાધિથી સહી લે એ સ્વાભાવિક છે. સાથે સમતા–સમાધિનું બળ છે એટલે અસમાધિના યોગે થતા નવા કર્મબંધ એમને થવાના નથી. આ પરથી સમજાશે કે

**મુનિ કેમ દવા લે છે?** સામાન્ય સમાધિ–બળવાળા મુનિઓ રોગ ટાળવા ઉપચાર કરે છે તે એટલા જ માટે કે હાયવોયથી રોગ સહી લે તો થોડાં અશુભનો નિકાલ તો થાય,

પરંતુ અસમાધિના યોગે નવાં અશુભ બહુ ઘુસી જાય.

**શ્રુતજ્ઞાનનું મહત્ત્વ :-**

અલબત મુનિને મળેલી શ્રુતજ્ઞાન અર્થાત્ શાસ્ત્રજ્ઞાનની શક્તિથી બીજાઓને એ જ્ઞાનનો વારસો આપી શ્રુતપરંપરા ટકાવે એ માટે પણ, ભલે રોગમાં પોતાને સમાધિ રહેતી હોય છતાં, મુનિ રોગના ઔષધોપચાર કરે; કેમકે રોગગ્રસ્ત અશક્ત શરીરે એ મુનિઓને શાસ્ત્રવાચના ન આપી શકતા હોય; અને એથી શાસ્ત્રજ્ઞાનની ધારા આગળ ન ચાલે, એની પરંપરા તૂટે, તો આગળ પર ભવ્ય જીવોનું કલ્યાણ ન થાય. **આત્મકલ્યાણનું અતિ આવશ્યક સાધન શાસ્ત્રજ્ઞાન છે,** એ ન મળતાં કલ્યાણ શી રીતે સધાય? કલ્યાણની ખબર જ શી પડે? જીવનમાં શાસ્ત્રતત્ત્વોની ખૂબ રટણા ન હોય તો મનને સંકલ્પ-વિકલ્પોથી બચાવવા બીજું કોણ છે? એટલે આવા મહાન કલ્યાણ-સાધનભૂત શ્રુતજ્ઞાનની પરંપરા અવિચ્છિન્ન ચાલે એ માટે શ્રુતદાન અખંડિત રાખવું જોઈએ. એટલા જ માટે રોગને ઉપચારથી શાંત કરી દેવાય, તો શ્રુતજ્ઞાનની પરંપરા ટકાવી શકાય.

**સંતાનો પ્રત્યે શામાં બેદરકાર? :-**

તમને લોકોને શાસ્ત્રબોધના આ ઊંચા મહત્ત્વનો ખ્યાલ નથી, યા ખ્યાલ કદાચ હોય તોય પરવા નથી, એટલે શ્રાવકોપયોગી શાસ્ત્રોના બોધ માટે નથી તો જાતે મહેનત કરવી, કે નથી સંતાનોને એ પમાડવા કોઈ દરકાર કરવી. સંતાન માટે બીજી અનેક દરકાર કરો છો, પરંતુ એનામાં સમ્યગ્ જ્ઞાન આવે એની દરકાર જ ક્યાં છે? આજે તમે જે કાંઈ થોડું પણ શાસ્ત્રપદાર્થનું જ્ઞાન ધરાવો છો એટલું પણ

સંતાનોને આપવા તમારી ધગશ છે? ના, સ્કુલનું ભણાવવાની ને વેપાર-ધંધામાં જોડવાની પાકી ધગશ છે! પણ માત્ર ધર્મબોધ આપવાની જ નહિ! પછી એ બોધ વિના સંતાનની દિવસ-રાત કેવી વિચારસરણી રહેશે એનો વિચાર ખરો? વિષય-કષાયોની ચકચૂર વિચારણા જ રહેવાની ને? એથી એનું પરલોકમાં કયાં સ્થાન? તો તમે એના હિતૈષી માબાપ થઈને અંતે એને આ જ પરખાવ્યું ને?

**ખોટા વિચારોથી કેમ બચાય?: શાસ્ત્રરટણાનું મહત્ત્વ :-**

ત્યારે શું જાતે પણ રોજ ને રોજ બોધ વધારવાની પરવા ખરી? મગજમાં શાસ્ત્રપદાર્થોને વારંવાર રટવાની પરવા ખરી? જો નહિ, તો મનમાં પછી આર્તધ્યાન, ફજુલ વિચારો, ને પાપવિચારો ચાલ્યા કરે એમાં નવાઈ છે?

**નવનવો શાસ્ત્રશ્રમ ચાલુ નહિ તો કેવાં નુકસાન? :-**

(૧) નવા નવા બોધને ન વધાર્યો તો શું અજ્ઞાનપણે ખોટા વિચારો નહિ ચાલે?

(૨) ઉત્સૂત્ર-ઉન્માર્ગની ખબર નથી તો એના ય વિચાર અને આચણુરનો સંભવ નહિ રહે?

(૩) અહીં ને તહીં રાગ-દ્વેષ નહિ ચાલે?

પણ આ બધી ભયંકરતાનો ખ્યાલ જ નથી એટલે એને ટાળનારું જે એકમાત્ર સાધન શાસ્ત્રવ્યવસાય, એનાથી શાસ્ત્રબોધને મમરાવવાનો અને વધારવાનો કોઇ વિચાર જ નથી આવતો.

ધ્યાનમાં રહે કે ખુદ ભગવાનના કાળમાં પણ એમની પાસે રહેવા માત્રથી આત્માનો બચાવ નથી થતો ત્યાં પણ ભગવાને કહેલાં તત્ત્વોની રટણા જ બચાવી શકે છે. એમાય શ્રાવકો વળી ભગવાનની પાસે કયા ચોવીસે કલાક રહી શકવાના?

તો એમને બચાવ શી રીતે મળે? મન શાસ્ત્રતત્ત્વોમાં ગુંથાયેલું ને ગુંથાયેલું રહે તો જ બચાવ મળે.

**શાસ્ત્રબોધ-શાસ્ત્રરટણા એ અશુભ ને નકામા વિચારોથી બચવાનું અને આત્માના ઉદ્ધારનું જબરદસ્ત સાધન છે.**

એટલા માટે તો કહ્યું કે,–

अस्मिन् हृदयस्थे सति हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति–

અર્થાત્ **જો આ જિનવચન હૃદયમાં રમતા હોય તો ત્યાં ખરેખર પરમાત્મા જ હૃદયમાં છે. જિનોક્ત શાસ્ત્રનાં તત્ત્વોનું ધ્યાન એ સાચું પરમાત્મધ્યાન છે.** બાકી એકલું 'અરિહંત અરિહંત' રટયા કરે અને જિન-વચનના જ્ઞાન-ચિંતન તરફ કોઈ જ પ્રયત્ન ન હોય તો કામ ન સરે;–ન તો મન આડાઅવળા વિચારોથી બચી શકે, કે ન તો સારાસાર, વાચ્યાવાચ્ય, ને વિચાર્ય-અવિચાર્ય વસ્તુની ગમ રહે. શાસ્ત્રબોધ જ એક એવી ચીજ છે કે એથી સારાસાર વગેરેની ખબર પણ પડે અને સ્વાત્મરક્ષા પણ થાય. માટે જાતમાં અને સંતાનોમાં આ કેમ પમાય, કેમ વધે, અને કેમ એની રટણા ચાલુ રહે, એની ખૂબ ચિંતા રાખો, કાળજી કરો.

વાત એ હતી કે મુનિ શ્રુતપરંપરા ટકાવવા બીજાને શ્રુતદાન કરતો રહે, ને એ કરવા સારુ રોગિષ્ઠ અવસ્થામાં રોગ હટાવવાને માટે જરૂરી ઔષધોપચાર કરી લે; એમ ગચ્છરક્ષાનો ભાર માથે હોય તો એમાં જરૂરી શરીરશક્તિ સ્વાસ્થ્ય ટકાવવા પણ રોગને ઉપચારથી હટાવે દવા-ઉપચાર કરવાના એ ઉદ્દેશ હોય.

બાકી તો જો એ કોઇ પ્રશ્ન ન હોય તો તો શાંતિ-સમાધિથી રોગને સહી લઇ કર્મોના ભુક્કા કરવા માટે જ

અને નવા કર્મબંધ ટાળવા માટે જ મથે. ત્યાં કોઈ તીવ્ર ઉપદ્રવ આવે તો પણ તે સહી લે, કિન્તુ પોતાની લબ્ધિનો ઉપયોગ એ ટાળવા માટે ન કરે. ત્યારે તીવ્ર અશુભકર્મના ઉદય નિર્ધારિત હોય તો દેવતાને પણ રક્ષા કરવાનો ખ્યાલ ન આવે. દેખોને કે ત્રિભુવનનાથ મહાવીર પ્રભુને પાસે રહેલા ક્રોડ દેવતામાંથી એક પણ દેવતાને ગોશાળો પ્રભુ પર તેજોલેશ્યા છોડે છે ત્યારે રક્ષાનો ખ્યાલ ન આવ્યો! છતા એવું ન હોય ત્યાં તપના પ્રભાવે દેવતા રક્ષામા લાગી જવાનો સંભવ છે. એટલે તપનો પ્રભાવ આમ પણ મોટો છે

**તપના પ્રભાવ પર નાસ્તિકને આશ્ચર્ય ને ધર્મબુદ્ધિ :-**

લલિતાગ મુનિની રક્ષા થઈ, ને એ જોઈ અસંમત નાસ્તિક સ્તબ્ધ થઈ ગયો! એ વિચારે છે કે 'અરે! પાણીના ઊંચાં પૂર તો ડૂબાડનાર બને, અને ચારે બાજુ અગ્નિ તો બાળનારો બને; છતાં અહીં આ મુનિમા બેમાથી એક કાર્ય ન થયું એ કેવું આશ્ચર્ય? ધર્મ સિવાય અહી કયું તત્ત્વ કામ કરી ગયું?

તપના અચિંત્ય પ્રભાવ પર નાસ્તિક પણ અસંમત આશ્ચર્યથી ચકિત થઈ ગયો. એ ઊભો રહી ગયો. આજ સુધી ધર્મના પ્રભાવ તરફ એની દૃષ્ટિ જ નહોતી, તેથી ધર્મને નકામો જ નહિ, પણ વિટંબણાકારી ગણતો હતો. પરંતુ હવે જ્યાં ધર્મનો આ પ્રભાવ જોયો, એટલે હવે ખચકાયો. એને થયું કે

**અસંમતની સુંદર વિચારધારા :-**

'અરે? શું ધર્મનો આવો અચિંત્ય પ્રભાવ છે કે કુદરતના નિયમને પણ ઉથલાવી નાખે? પાણીનાં પૂર તો સમાન સપાટી પર રહેલા બધાને એક સરખી રીતે ડૂબાડે, ત્યા અહીં ઝાડ-પાન વગેરે ડૂબ્યાં, પણ આ મુનિ ન ડૂબ્યા?

એમ અગ્નિ તો પાસેનાને બાળે, ત્યારે આ મુનિ ચારે તરફ અગ્નિ વિંટળાયેલ છતાં બળ્યા નહિ?...

**નાસ્તિકનો મનનીય પસ્તાવો :–**

**થોડા ય ધર્મનો પ્રભાવ :–**

નાસ્તિકના મનને હવે પારાવાર પસ્તાવો થયો કે 'અરે! જો ધર્મ આવો પ્રત્યક્ષ પ્રભાવવતો છે, તો એ સૂચવે છે કે ધર્મ તારણહાર છે, ને એમાં કોઈ અજબ સામર્થ્ય રહેલું છે! એ હિસાબે તો કદાચ સંયોગ ન હોય ને ધર્મ આવો પ્રત્યક્ષ પ્રભાવ ન દેખાડે, યા આટલો ઊંચી કોટિનો ધર્મ ન સધાયો તો તેથી પણ આવો પ્રત્યક્ષ પ્રભાવ ન જણાય, છતાં અંદરખાને તો જરૂર કાંક ને કાંક સામર્થ્ય ઊભું કરતો જ હશે. તો પછી શું મેં આવા સામર્થ્યવંતા ધર્મને જ નકામો કહ્યો? આવા કલ્યાણકારી ધર્મને વિટંબણાકારક લેખ્યો? આ મેં અધમે લોકોને ધર્મ નકામો અને વિટંબણાકારી કહી કહી કેવા ઊંધા માર્ગે ચડાવ્યા! કેઈ માણસો ધર્મસાધના કરતા હશે, એમને બિચારાને ધર્મ ભૂલાવી પાપમાં ડૂબતા રાખ્યા? આ મારો ધર્મ પ્રત્યે અને લોકો પ્રત્યે કેટલો બધો દ્રોહ?....

'જીવો જો સંસારનાં બીજાં બીજાં કૃત્ય–અપકૃત્ય કરવા સ્વતંત્ર હોવાનું હું માનતો, તો પછી ધર્મસાધના કરનાર પણ એ કરવા સ્વતંત્ર છે, એમ કેમ માન્યું નહિ? ઊલટું મેં ધર્મ ઉપર ઘા કરી ધર્મને લોકમા પ્રસરતો અટકાવ્યો? આ મે ધર્મનો ભારે દ્રોહ જ કર્યો ગણાય; ધર્મની પ્રત્યે ગુંડાગીરી જ આદરી ગણાય....

'એમ, લોક મારા ભરોસે, મારી ચાલાક વાણીમાં ફસી ધર્મ ભૂલ્યા, તેમાં પણ મેં લોકનો ય દ્રોહ કર્યો ગણાય. મારું કૃત્ય કેવું ગોઝારું?....

**દ્વેષ-દુર્બુદ્ધિનો પશ્ચાત્તાપ :-**

'પાછુ વળી આવા સમર્થ પ્રભાવવંતા ધર્મને સાધનારા મહાત્માની પ્રત્યે ઇર્ષ્યા કરી? ને મેં એમને ઠેઠ બાળી નાખવા સુધીનો પેંતરો કર્યો? આ મારું કેવું ગોઝારું કૃત્ય? દુનિયામાં મને બીજો કોઈ દુષ્ટ ન દેખાયો, તે મેં આવા ધર્માત્માને જ દુષ્ટ દેખ્યા? કેવી મારી ખતરનાક દુર્બુદ્ધિ કે ગુણિયલના ગુણ ગાવાનું તો બાજુએ રહ્યું, પણ એમનામાં દુષ્ટતાનો મેં આરોપ કર્યો! એમ તારણહાર ને પ્રભાવવંતા ધર્મ પર ભારોભાર દ્વેષ કરી મારણહાર નાસ્તિકતા અને અધર્મને સારા માનવાની તથા એ રીતે એનો પ્રચાર કરવાની પણ મારી કેવી ભયંકર દુર્બુદ્ધિ? મહાકિમતી માનવબુદ્ધિનો આ કેટલો ભયંકર દુરુપયોગ!'

**આત્મા-કર્મની સાબિતી :-**

અસમત નાસ્તિકને ધર્મ અને ધર્મી પ્રત્યે કરેલ દ્વેષ ઇર્ષ્યા અને દ્રોહ માટે પારાવાર પશ્ચાત્તાપ જાગ્યો. એમાં એને આત્મા, પરમાત્મા, ધર્મ, પુણ્ય-પાપ,....વગેરે પર શ્રદ્ધા ઊભી થઇ ગઇ. એના મનને થયું કે "જ્યારે આ મહર્ષિને પ્રત્યક્ષ કોઇ બચાવનું સાધન હતું નહિ અને પૂરમાં બીજા સાથે ડુબવાના તેમજ અગ્નિની વચમાં બળી રાખ થવાનાં પૂરાં કારણ હતાં, છતાં એ ન ડુબ્યા, કે ન લેશ બળ્યા, તો એ સૂચવે છે કે એ એમના ધર્મને આભારી હતું, એમના અદૃશ્ય પુણ્યને આભારી હતું. તેમજ ધર્મ અને પુણ્ય કોઇ શરીરની વિશેષતા નહિ. શરીર તો જડ છે, પૌદ્ગલિક છે, એને વળી ધર્મ અને પુણ્ય શા? એટલે સાબિત થાય છે કે એ વિશેષતા આત્માની છે માટે આત્મા જેવી વસ્તુ છે, અને

એના પર ધર્મવસ્તુ તથા પુણ્ય–પાપકર્મ જેવી વસ્તુ પણ છે. એ છે તો પરલોક–વસ્તુ ય છે. નહિતર તો આ જગતમાં વિચિત્ર અવતાર શા? જન્મેલાઓમાં કેઇ પ્રકારની વિચિત્રતાઓ શી? એ બધું આત્મા અને કર્મ તથા પરલોક–વસ્તુને જ આભારી છે.

**પરલોકચિંતા આત્મચિંતા :–**

"ત્યારે મેં આ જીવનમાં એ બધું ઉડાવવાની ધિઠ્ઠાઇ કરી?

લોકોનો દ્રોહ કર્યો?

ધર્મગુરુઓને રંજાડયા?

જીવનમાં જાતે કશો ધર્મ કર્યો નહિ?

અભિમાન, વિષયલંપટતા, ધનતૃષ્ણા અને હિંસાદિ પાપો સેવ્યાં?

"તો હવે મારું શું થશે? ઉત્તમ માનવ જીવનની આ કેવી ભયંકર બરબાદી કરી? આત્માને ભુલી માત્ર શરીર સામે જ દૃષ્ટિ રાખી, તેથી જ આ જીવન ગોઝારાં અપકૃત્ય–દુષ્કૃત્યભર્યું બનાવ્યું! ધિક્કાર છે મારા આ નાશવંત શરીરને, ઇન્દ્રિયોને અને એના વિષયોને કે જે આ લંપટતા-તૃષ્ણા–મદ અને હિંસાદિ પાપાચરણ કરાવે છે!

"હું સનાતન–શાશ્વત આત્મા, મારે વળી આ બધા નાશવંત પદાર્થો સાથે શું લાગેવળગે? એ બધાથી મારા આત્માને શો લાભ?...."

**નાસ્તિક કેવળજ્ઞાન પામે છે! :–**

બસ, પાપોના ઘોર પશ્ચાત્તાપ પર અસંમતનું મન હિંસાદિ દુષ્કૃત્યો અને ક્રોધાદિ કષાયદોષો પરથી તદ્દન ઉઠી ગયું; અને શરીર સુદ્ધાં બાહ્ય પદાર્થો પ્રત્યે

એને એટલો બધો અભાવ થઈ આવ્યો કે એમને આત્માથી તદ્દન અલગ દેખવા પર ધ્યાન ગયું. એ પરમ આસ્તિક બની પોતાના આત્માને એ શરીર આદિથી બિલકુલ નિરાળો, સંબંધ વિનાનો, અને શરીર પરનાં સુખદુઃખની અસર વિનાનો દેખ્યો. ધ્યાન આત્માના અલિપ્તભાવ પર અને એના જ્ઞાનાદિ ગુણો પર ચોંટી ગયું. એમ પાપોથી વિરતિ, જાગૃતિ અને અનાસક્તયોગ ઊભા થઈ ગયા !

આમાં એ ગુણસ્થાનકની પાયરીએ ચડતો ચડતો હિંસાદિ પાપોથી અને ક્રોધાદિ કષાયના ભાવોથી તદ્દન વિરામ પામી, અનાસક્તયોગથી શુક્લધ્યાનમાં લીન બન્યો, ક્ષપકશ્રેણી માંડી, આત્માની અંદરના ઘાતીકર્મોને એ ધ્યાનાગ્નિમાં બાળી સાફ કરી નાખ્યા ! વીતરાગ બન્યો ને કેવળજ્ઞાન પામ્યો !

### આત્માની મહાસ્વતંત્રતા ક્યા ? :–

આત્માના શુભ અને શુદ્ધ ભાવનો કેટલો બધો ઊંચો પ્રભાવ છે ? ખૂબી તો એ છે કે એવા ભાવ કરવામાં કોઇ સંયોગ–પરિસ્થિતિ બાધક નથી આત્મા એ કરવામાં સ્વતંત્ર છે, અને જેવો પુરુષાર્થ કરે તે પ્રમાણે એમાં આગળ વધી શકે છે. એટલેસ્તો લલિતાંગ મહામુનિ હજી સરાગતાની અને છદ્મસ્થતાની ધરતી પર ઊભા છે, અને અસંમત એક વખતનો મહા નાસ્તિક, તે અત્યારે વીતરાગતાના અને સર્વજ્ઞતાના આસમાનમાં ઊડી રહ્યા છે !

### મુનિ કેમ પાછળ ? :–

શું મુનિએ આત્માને શરીરથી તદ્દન નિરાળો નહોતો માન્યો ? એમણે શું હિંસાદિ પાપાચરણો અને ક્રોધાદિ

કષાય દોષો નહોતા વોસિરાવ્યા? બધું હતું, પણ અનાસક્તયોગની એવી પ્રબળતા એમને હજી જાગી નહોતી ત્યારે અસંમતને પોતાનાં ઘોર દુષ્કૃત્યોના ધીખતા-સળગતા પશ્ચાત્તાપથી વિકસી ઊઠેલા શુભ અને શુદ્ધ ભાવ પર અનાસક્તભાવ ઝળહળી ઊઠયો; ને એથી એ મુનિ કરતાં આગળ વધી ગયો!

## પ્રકરણ-૩૨. પાપબીજ-નાશ : આત્મસ્વાતંત્ર્ય :

**આમાંથી બે વસ્તુ મોટી શીખવા મળે છે,-**

(૧) પાપોના પશ્ચાત્તાપના જોશનો પ્રભાવ; ને

(૨) શુભ અને શુદ્ધ ભાવ અંગે આત્માનું પૂર્ણ સ્વાતંત્ર્ય.

### (૧) પાપપશ્ચાત્તાપથી દુષ્કૃત્યબીજ નાશ :-

અલબત્ પાપાચરણ ખરાબ વસ્તુ છે, પણ જો પાપ કર્યાં પછીથી હૃદયથી સાચી સમજ આવી જાય, તો સેવેલાં પાપાચરણ ઉપર પોતાના પાપી આત્માની પ્રત્યે એટલી બધી ઘૃણા-જુગુપ્સા ઊભી થાય છે, ને પાપાચરણનો એટલો બધો પશ્ચાત્તાપ સળગી ઊઠે છે, કે એમાં એ તમામ દુષ્કૃત્યોનાં બીજ બળીને સાફ થઈ જાય છે. આ દુષ્કૃત્યોનાં બીજ બળીને ખલાસ થઇ જવાં એ ઘણી મહાન વસ્તુ છે. એનું કારણ એ છે કે જીવ નવાં નવા જનમમાં જે નવાં નવાં દુષ્કૃત આચરે છે, એમાં પૂર્વના સંસ્કાર બહુ કામ કરે છે. આ સંસ્કાર એ જ દુષ્કૃત્યનાં બીજ છે. એ સાચા પશ્ચાત્તાપથી બળી ઊઠે છે.

**દુષ્કૃત્યોનાં બીજ પોતાનામાં હોવાની ખબર શી રીતે પડે?**

**દુષ્કૃત્યોનાં બીજનાં લક્ષણ :-**

(૧) પહેલું તો પોતાને મિથ્યામતિ, ને કુમતિ હોય, જીવનમાં પાપોને કર્તવ્ય માનવાની દુર્બુદ્ધિ-દુરાગ્રહ હોય, એથી દુષ્કૃત્યોનાં બીજ અંદર પડયા હોવાનું સમજાય હવે **દુર્બુદ્ધિ પર ઘા પડે એટલે મહામોહનો આત્મા પરથી અધિકાર ઊઠે; વર્ચસ્વ ઊઠી જાય.**

**મોહનો અધિકાર ઊઠી ગયો એટલે,-**

(૧) મોહના નચાવ્યા નાચવાનું મૂકી દેવાય. (૨) જ્ઞાનીના વચનનો આત્મા પર અધિકાર-વર્ચસ્વ સ્થપાય, (૩) એમના કહેલા સત્કૃત્યો કર્તવ્ય લાગે, (૪) દુષ્કૃત્યોની મમતા પકડ છુટી જાય, અને (૫) સત્કૃત્યોની મમતા જાગે. મોહનો અધિકાર ઉઠાવવા માટે પણ આ ઉપાયો છે.

(૨) માટે દુષ્કૃત્યોનાં બીજનું બીજું લક્ષણ મહામોહનો અધિકાર, વર્ચસ્વ, આત્માની મહામોહ પ્રત્યે ગુલામી હોવી એ છે.

(૩) ત્રીજું લક્ષણ આ, કે દુષ્કૃત્યોની મમતા, ખુશી, દુષ્કૃત્યોના દેખાતા લાભમા રાજીપો થાય. દા. ત કોઇના પર ક્રોધ કર્યો અને એમાં ફાવટ દેખાઈ, સામો દબાઈ ગયો, આપણી વાહવાહ થઈ, ત્યાં એ લાભ ગમતા, તદર્થ કરેલો ગુસ્સો ગમી જાય છે. આ લાભોના રાજીપા પર કરેલ દુષ્કૃત્યનો રાજીપો રહે એ દુષ્કૃત્યનું બીજ સૂચવે છે. એ પછી નવા દુષ્કૃત્ય આચરવાના ભાવ ઊભા રાખે છે, દિલમાં એનો કોઈ સંકોચ નહિ, કોઈ રંજ નહિ, દુષ્કૃત્યો ફરી સેવવા પડે એની હોંશ રહે !.... આ બધું શુ છે? દુષ્કૃત્યોનુ બીજ સલામત રહ્યું.

(૪) એમ દુષ્કૃત્યકારી સ્વાત્મા સારો લાગે એ અંદરમાં દુષ્કૃત્યબીજ પડયાનું લક્ષણ છે. પછી દુષ્કૃત્ય

કરવામાં જીવ સજ્જ રહેવાનો. પુરુષાર્થ કરીને જો આ લક્ષણો હટાવવામા આવે, તો દુષ્કૃત્યનાં બીજો બળીને સાફ થઇ જાય. પછી તો દુષ્કૃત્ય આચરવા તરફ કોઈ હોંશ નહિ, હોશિયારી નહિ, આત્માની દશા અને દિશા જ પલટાણી.

**દુષ્કૃત્યોના સળગતા પશ્ચાત્તાપમાં એનાં બીજ બાળી નાખવાની સજ્જડ તાકાત છે.**

પશ્ચાત્તાપ કરતાં આવડવો જોઈએ, દિલના ઊંડાણમાંથી એ ઊઠવો જોઇએ. અસંમત નાસ્તિક એવા પશ્ચાત્તાપમાં ચડ્યો હતો. એણે જોયું કે 'મારી યોજનાથી મુનિ ભલે બળ્યા નહિ, પરંતુ મે તો ખરેખર એમને બાળી નાખવાનો જ પ્રયત્ન કર્યો; એટલે વસ્તુસ્થિતિએ તો બાળી નાખવાનું જ પાપ કર્યું! આટલી બધી પાપિષ્ઠ કાર્યવાહી કેમ થઈ? કારણ એ જ કે જીવન નાસ્તિકવાદમાં નાના મોટા પાપાચરણોભર્યું રાખ્યું. એટલે આ પાપાચરણોમાં ડુબાડુબ રાખનારો અને ગોઝારા વિષયસુખમાં લયલીન રાખનારો નાસ્તિકવાદ પણ ખોટો; અને એ પાપાચરણો તથા વિષયાસક્તિ ય ખરાબ'

આમ અસંમતને હૃદયથી પાપાચરણની ઓળખ થઈ ગઇ, ને એના પર પશ્ચાત્તાપ સળગ્યો, એનુ જોશ વધતાં દુષ્કૃત્ય-બીજ બળી ગયાં, તેથી હવે સન્મતિનો પ્રવાહ વધે છે, તે પર ભાવના ભાવતાં આત્મભાન વધુ ને વધુ ઝળહળે છે.

**(૨) શુભ ભાવના સ્વાતંત્ર્ય પર આત્માની સાબિતી :-**

અસંમતને તીવ્ર પાપપશ્ચાત્તાપ પર દુષ્કૃત્યનાં બીજ

એવાં બળી ગયાં કે હવે જોરદાર આત્મભાન ઝળહળે છે એને એમ થાય છે કે-

'વળી જ્યારે મુનિના આંતરિક સંયમ અને તપ-ધર્મનો આટલો પ્રભાવ જોવા મળ્યો, ત્યારે એ સૂચવે છે કે ધર્મ એ ખરેખરી ચીજ છે, અને એ શરીરની નહિ પણ આત્માની વસ્તુ હોઈ, આત્મા પણ એક સત્ તત્ત્વ છે એ છે માટે તો દુષ્કૃત્ય કરાવનારા રાગ-દ્વેષ-મિથ્યામતિ વગેરે મલિન ભાવોને છોડી સન્મતિ-વૈરાગ્ય-ક્ષમા-અહિંસાદિ શુભ ભાવો કરવામા આત્મા સ્વતંત્ર છે. એમાં એને પોતાના શરીરની પણ પરવા રાખવાની જરૂર નથી. શરીર કચરાઇ જાય, કુટાઈ જાય, તો પણ આત્મા મલિન ભાવોને અટકાવવામા અને પવિત્ર ભાવોને વિકસાવવામાં સ્વતંત્ર છે. માટે તો મુનિ એ કરી શકયા એ કાયા કરતાં જુદા આત્મ-દ્રવ્યની સિદ્ધિ કરે છે તો હવે મારે આ શરીરથી સર્યું. મારે બહારના વિષયો, માનપાન, અને આ શરીર સાથે શો સંબંધ છે? કશો જ નહિ. મારે સંબંધ છે આત્મા સાથે, આત્માના વૈરાગ્યભાવ ઉપશમભાવ ઉદાસીનભાવ વગેરે પવિત્ર ભાવો સાથે....'

### આત્મ-સ્વાતંત્ર્યની અજમાયશ :-

બસ, અસંમત નાસ્તિકે મનથી કાયા અને કાયિક સુખની પરાધીનતા મૂકી આત્માનુ ખરેખરું સ્વાતંત્ર્ય અજમાવ્યું. અશુભ ભાવોથી એ પોતાના આત્માને તદ્દન અલગ અલિપ્ત કરતો કરતો શુભ ભાવોમાં ચડયો, અને આગળ વધતાં શરીર-આત્માના ભેદનો સચોટ અનુભવ કરતો શરીર પ્રત્યે પણ તદ્દન અનાસક્ત ભાવમાં ચડી ગયો. આત્મતત્ત્વના એકાકાર ચિંતનમાં રમતાં એ આત્માની સ્વરૂપ-રમણતાના શુભ ભાવમાં આરૂઢ થયો ત્યાં શુક્લધ્યાન લાગતાં એણે ક્ષપકશ્રેણી માંડી પહેલાં મોહનીય કર્મનો, અને પછીથી

એ જોતાં નાસ્તિક શ્રેષ્ઠિપુત્ર અસંમત ચોંકી ઊઠતાં જાતે જ હૃદય-પરિવર્તન કરી નાસ્તિકતા મૂકી દઈને શુભ ભાવમાં ચડ્યો !

તપની બલિહારી છે. માટે જ ભગવાન કહે છે, 'પૂર્વે પ્રતિક્રમણ–પ્રાયશ્ચિત્તથી નહિ તોડેલાં પાપકર્મો કાં તો હવે ભોગવાઈને નાશ પામે, અગર તપથી નાશ પામી શકે.' ત્યારે બધાં જ કર્મ ભોગવી ભોગવીને જ નષ્ટ કરવાને કોણ તૈયાર હોય? એમાં જન્મારા પણ કેટલા બધા જોઈએ? એટલે કર્મનાશનો શ્રેષ્ઠ ઉપાય જ તપ. તો આ ઉચ્ચ જનમમાં ખરું કરવાનું આ,– શકય એટલા ઉત્કૃષ્ટ તપમાં લાગી કર્મોના ઝુંડના ઝુંડ સાફ કરવાના.

**બાહ્ય તપનું મહત્ત્વ શું ?**

**તપમાં ભલે સ્વાધ્યાય–ધ્યાનાદિ આભ્યન્તર તપ ચડિયાતો છે, કિન્તુ એને ખરેખર પુષ્ટ કરનાર બાહ્ય તપ છે.**

અનશન–ઉપવાસાદિ, દ્રવ્યસંક્ષેપ, રસત્યાગ, કાયકષ્ટ વગેરેથી મનની બાહ્ય વૃત્તિઓ પર અંકુશ મૂકયો હોય, તો જ શાસ્ત્ર સ્વાધ્યાય સ્વસ્થ ચિત્તે થઇ શકે, ધ્યાન સ્થિર લાગી શકે. નહિતર તો વૃત્તિઓ કૂદાકૂદ કરતી હોય ત્યાં સ્થિરપણે અને સ્વસ્થતાથી સ્વાધ્યાય ધ્યાન કયાં થાય? વળી બાહ્ય તપથી ઇન્દ્રિયોને વિષયોમાં જવા પર કોઈ અટકાયત ન મૂકી હોય, અંકુશ ન મૂકયો હોય, અર્થાત્ એને છૂટ એટલે કે ઇન્દ્રિયોની અવિરતિ આસક્તિ હોય, તો પણ ધ્યાનને કેટલી જગા રહે?

**ધ્યાનમાં ચિત્તસ્થૈર્યના ઉપાય :–**

કહેવાનો સાર આ છે કે મહર્ષિ ધ્યાનમાં સ્થિર રહી શકતા, તે બાહ્ય તપના જોર ઉપર. 'કાયકષ્ટ' તપમાં ઉપવાસો

કરીને કાયાને કાયોત્સર્ગમાં ઊભી રાખવામાં કષ્ટ પડે એ
ગએ વધાવી જ લીધેલું, તેથી હવે મનને કાયામાં
તું રહે નહિ; તેમજ 'સંલીનતા' તપથી કાયા-વાણી
યો-ઇન્દ્રિય વિષયોની પ્રવૃત્તિ સંકોચી લીધી, તેથી મનને
ાં જવાનું રહે નહિ; એટલે સહેજે એ મન ધ્યાનમાં
વ્યાયમાં સ્થિર ચાલ્યા કરે. તાત્પર્ય,

**બાહ્યતપમાં મન બાહ્યમાંથી હટાવાય છે, અને ભ્યન્તર તપમાં મનને અંતરમાં સ્થિર કરાય છે.**

આમ મહર્ષિની બાહ્યતપના બળ ઉપર ઊભી થયેલ ાભ્યન્તર તપની સાધનાનો જે પ્રભાવ પડ્યો, એથી અસંમત ાસ્તિક નાસ્તિકપણું મૂકી આ[illegible] પાપો પર મેટલા અનહદ પશ્ચાત્તા[illegible] અને ધર્મ પર એટલો અથાગ શ્ર[illegible]વાળો બન્યો કે શુભ ભાવનામાં આગળ વધતાં ઠઠ કેવળજ્ઞાન સુધી ચડી ગયો!

**કર્મ ભોગવાઇને તુટે એના કરતાં તપથી અનેક ગુણા તુટે.** (૧) કર્મ માત્ર ભોગવીને જ તોડવાનાં હોય, અગર (૨) તપથી થોડા જ પ્રમાણમાં કર્મનાશ થતો હોય, તો તો કર્મોના નિકાલનો પાર જ ન આવે. માટે કહો,

**જંગી કર્મનાશ તપથી થાય.** અસંમત નાસ્તિકે પૂર્વ ભવે એવી મહા તપ સાધનાથી કર્મનાશ કર્યો હશે, પરંતુ કોઈ ધર્મ-વિરાધનાથી અહીં નાસ્તિકપણું આવ્યું હશે, છતાં મુનિના તપના પ્રભાવે એનું હૃદય-પરિવર્તન થયું, ને ધ્યાનતપ સુધી ચડી ગયો, તો એ તપે સમસ્ત ઘાતીકર્મનો ક્ષય કરી નાખ્યો!

બાકીના જ્ઞાનાવરણીય આદિ સમસ્ત ઘાતીકર્મોનો સર્વથા નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું! કેમ કર્યું? કહો, પહેલાં એ નાસ્તિકતા આચરવા સ્વતંત્ર હતો, તે સ્વતંત્રતા હવે શુભ ભાવો વિકસાવવામાં વાપરી.

**આત્માનું આ સ્વાતંત્ર્ય વિચારવા જેવું છે, મન પર લેવા જેવું છે.** શરીર એનું એ ઊભું છતાં પ્રતિકૂલતામાં એકવાર ક્રોધાદિ ભાવો ભભુકી ઊઠે છે, અને વિવેક આવતાં બીજીવાર ક્ષમાદિ ભાવો ઝળહળી ઊઠે છે! એ સૂચવે છે કે શરીરની અંદર આ ભાવોનું પરિવર્તન કરનાર આત્મા જેવી કોઈ જુદી વસ્તુ છે, જે એ ક્ષમાદિ શુભ ભાવો કરવામાં સ્વતંત્ર છે.

આત્માનું આ મહાકલ્યાણકર સ્વાતંત્ર્ય લક્ષમાં લેવાય તો બહારના સંયોગોને મહત્ત્વ ન આપતાં પોતે અંતરના મલિન ભાવોને અટકાવી શુભ પવિત્ર ભાવો ઝગમગાવી શકે, માત્ર પોતાની સ્વતંત્રતાનું ભાન જોઈએ, એનું મહત્ત્વ સમજવું જોઈએ, એના સદુપયોગનો પુરુષાર્થ કરી લેવાની ગરજ જોઈએ, તમન્ના જોઈએ. એ ગરજ-તમન્ના ઊભી કરાય, પછી જુઓ પુરુષાર્થ.

આત્માનાં સ્વાતંત્ર્યનો સદુપયોગનો પુરુષાર્થ કરી લેવા માટે શું માનવભવને તોલે કોઈ બીજો ભવ છે? ના, નથી. આત્મા તો તિર્યંચ શરીરમાં પણ છે, દેવના શરીરમાં ને નારકીના શરીરમાં પણ છે, કિન્તુ તિર્યંચગતિમાં વિવેક નહિ; દેવ ગતિમાં નિઃસીમ ભોગવિલાસ, નરકમાં ભયંકર મારપીટ; ત્યાં સ્વાતંત્ર્ય કેટલું અજમાવી શકે? એ તો એક આ માનવભવ જ એવો સહાયક છે કે જ્યા મલિન અશુભ ભાવોને અટકાવવામાં, અને શુભ-શુદ્ધ પવિત્ર ભાવો વિકસાવી પરમ શુદ્ધ ભાવમાં પહોંચી જવામા આત્મા પોતાનું સ્વાતંત્ર્ય અજમાવી શકે.

**બિચારણના સહારે શું ?: માનવભવના સહારે કેવા ખાસ ભાવ ? :-**

માટે આ ભવનો સહારો સમજો. ખેડૂત પાસે ઘઉંના થેલા હોય એના સહારે માલમિઠાઈ બનાવી ખાવાની લહેર તો ઉડાવી શકે, પરંતુ ખેડૂત એમ ન કરતાં એના સહારે ખેતરમા મોટા મલખમ પાક ઉતારે છે. એમ માનવભવના સહારે ઈન્દ્રિયોના વિષયોમાં મૂઢ બની મલિન ભાવોમાં રમતા રહી શકાય છે, પરંતુ એનું પરિણામ શું ? એવા ભાવો તો બીજા-ત્રીજા ભવના સહારે કયા નહોતા થઈ શકતા ? ખેડૂતની જેમ 'લાબા ગાળે શું ?' એ વિચાર રાખી આ ભવના સહારે શુભ પવિત્ર ભાવોમાં રમતા બની જવું જોઇએ. સમજવું જોઈએ કે, '**મારે બાહ્યનું બનવામાં ભલે કર્મની પરતંત્રતા હોય, પણ અંતરના નિર્મળ ભાવ કરવામાં મારો આત્મા સ્વતંત્ર છે.** બાહ્ય સંયોગો ગમે તેવા હોય છતાં અંતરમાં નિર્મળ ભાવ વિકસાવી શકું છુ'

**આત્માના સ્વાતંત્ર્યનો ઉપયોગ મલિન ભાવોને અટકાવવામાં અને શુભ ભાવોને વિકસાવવામાં કરવો જોઇએ.**

અસંમત નાસ્તિકે આ સ્વાતંત્ર્યનો ઉપયોગ કર્યો તો કેવળજ્ઞાન પામવા સુધી શુભ અને શુદ્ધ ભાવને વિકસાવ્યો. પરંતુ એમાં નિમિત્ત શું મળ્યું ? લલિતાગ મહર્ષિના તપનો પ્રભાવ એ નિમિત્ત બન્યું મુનિ પહેલાં એનો નાસ્તિકવાદ મૂકાવવા વાદવિવાદમાં ઊતરવાને બદલે બાહ્ય અને આભ્યન્તર તપમાં ચડયા, એનો એ પ્રભાવ પડયો કે નદીનાં પૂર એમને ડૂબાડી શક્યા નહિ, અગ્નિ એમને બાળી શકયો નહિ; અને

એ જોતાં નાસ્તિક શ્રેષ્ઠિપુત્ર અસંમત ચોંકી ઊઠતાં જાતે જ હૃદય-પરિવર્તન કરી નાસ્તિકતા મૂકી દઈને શુભ ભાવમાં ચડયો !

તપની બલિહારી છે. માટે જ ભગવાન કહે છે, 'પૂર્વે પ્રતિક્રમણ–પ્રાયશ્ચિત્તથી નહિ તોડેલાં પાપકર્મો કાં તો હવે ભોગવાઇને નાશ પામે, અગર તપથી નાશ પામી શકે.' ત્યારે બધાં જ કર્મ ભોગવી ભોગવીને જ નષ્ટ કરવાને કોણ તૈયાર હોય ? એમાં જન્મારા પણ કેટલા બધા જોઈએ ? એટલે કર્મનાશનો શ્રેષ્ઠ ઉપાય જ તપ. તો આ ઉચ્ચ જનમમાં ખરું કરવાનું આ,– શકય એટલા ઉત્કૃષ્ટ તપમા લાગી કર્મોના ઝુંડના ઝુંડ સાફ કરવાના.

**બાહ્ય તપનું મહત્ત્વ શું ?**

**તપમાં ભલે સ્વાધ્યાય–ધ્યાનાદિ આભ્યન્તર તપ ચડિયાતો છે, કિન્તુ એને ખરેખર પુષ્ટ કરનાર બાહ્ય તપ છે.**

અનશન–ઉપવાસાદિ, દ્રવ્યસંક્ષેપ, રસત્યાગ, કાયકષ્ટ વગેરેથી મનની બાહ્ય વૃત્તિઓ પર અંકુશ મૂકયો હોય, તો જ શાસ્ત્ર સ્વાધ્યાય સ્વસ્થ ચિત્તે થઇ શકે, ધ્યાન સ્થિર લાગી શકે. નહિતર તો વૃત્તિઓ કૂદાકૂદ કરતી હોય ત્યાં સ્થિરપણે અને સ્વસ્થતાથી સ્વાધ્યાય ધ્યાન કયાં થાય ? વળી બાહ્ય તપથી ઇન્દ્રિયોને વિષયોમાં જવા પર કોઈ અટકાયત ન મૂકી હોય, અંકુશ ન મૂકયો હોય, અર્થાત્ એને છૂટ એટલે કે ઇન્દ્રિયોની અવિરતિ આસક્તિ હોય, તો પણ ધ્યાનને કેટલી જગા રહે ?

**ધ્યાનમાં ચિત્તસ્થૈર્યના ઉપાય :–**

કહેવાનો સાર આ છે કે મહર્ષિ ધ્યાનમાં સ્થિર રહી શકતા, તે બાહ્ય તપના જોર ઉપર. 'કાયકષ્ટ' તપમાં ઉપવાસો

કરીને કાયાને કાયોત્સર્ગમાં ઊભી રાખવામાં કષ્ટ પડે એ સ્વેચ્છાએ વધાવી જ લીધેલું, તેથી હવે મનને કાયામાં જવાનું રહે નહિ; તેમજ 'સંલીનતા' તપથી કાયા-વાણી ઇન્દ્રિયો-ઇન્દ્રિય વિષયોની પ્રવૃત્તિ સંકોચી લીધી, તેથી મનને એમાં જવાનું રહે નહિ; એટલે સહેજે એ મન ધ્યાનમાં સ્વાધ્યાયમાં સ્થિર ચાલ્યા કરે. તાત્પર્ય,

**બાહ્યતપમાં મન બાહ્યમાંથી હટાવાય છે, અને આભ્યન્તર તપમાં મનને અંતરમાં સ્થિર કરાય છે.**

આમ મહર્ષિની બાહ્યતપના બળ ઉપર ઊભી થયેલ આભ્યન્તર તપની સાધનાનો જે પ્રભાવ પડયો, એથી અસંમત નાસ્તિક નાસ્તિકપણું મૂકી આસ્તિક [illegible], એટલા પાપો પર એટલા અનહદ પશ્ચાત્તાપ, અને ધર્મ પર અથાગ શ્રદ્ધાવાળો બન્યો કે શુભ ભાવનામા આગળ વધતાં ઠઠ કેવળજ્ઞાન સુધી ચડી ગયો !

**કર્મ ભોગવાઇને તુટે એના કરતાં તપથી અનેક ગુણા તુટે.** (૧) કર્મ માત્ર ભોગવીને જ તોડવાનાં હોય, અગર (૨) તપથી થોડા જ પ્રમાણમાં કર્મનાશ થતો હોય, તો તો કર્મોના નિકાલનો પાર જ ન આવે. માટે કહો,

**જંગી કર્મનાશ તપથી થાય.** અસંમત નાસ્તિકે પૂર્વ ભવે એવી મહા તપ સાધનાથી કર્મનાશ કર્યો હશે, પરંતુ કોઈ ધર્મ-વિરાધનાથી અહીં નાસ્તિકપણું આવ્યું હશે, છતા મુનિના તપના પ્રભાવે એનું હૃદય-પરિવર્તન થયું, ને ધ્યાનતપ સુધી ચડી ગયો, તો એ તપે સમસ્ત ઘાતીકર્મનો ક્ષય કરી નાખ્યો !

શુભ ધ્યાનમાં લાગવું છે ?
તો સ્થિર મનથી લગાશે; અને એ માટે કાયા
ઇન્દ્રિયો અને એના વિષયોમાં તણાઇ જતું મન
બાહ્યતપથી અટકાવવું પડશે. પછી ત્યાં અશુભ
આર્તધ્યાન અટકશે તો જ શુભ ધર્મધ્યાન લાગશે.
આર્તધ્યાનને પ્રેરનારી છે સુખશીલતા, અસંયમ, ને
વિષયાસક્તિ. એને અટકાવ્યા વિના આર્તધ્યાન શાનુ
અટકે ? ને એ વિના શુભ ધ્યાન ક્યાંથી લાગે ? મન
એક સમયે એક જ ધ્યાનમાં રહી શકે; જો એ આર્તધ્યાનમાં
તો ધર્મધ્યાનમાં નહિ. માટે આર્તધ્યાનમાં મનને લઈ જનારી
કાયા, ઇન્દ્રિયો અને વિષયોના અભ્યાસ બાહ્યતપના લાંબા
[illegible] કરી નાખ[illegible] બાહ્યતપનો મહિમા ઘણો.
અભ્યાસથી [illegible]

**પ્રથમ ભાગ સમાપ્ત**